## गुजराती विभाग

॥ શ્રી હરિ : ॥

# ઉદાત્ત મહેષણાના સાક્ષાત્ મૂર્તિમાન

પૂ. પા. કાકાજી પુષ્ટિમાર્ગને સંગઠિત કરવાની ઉદાત્ત મહેષણાના સાક્ષાત્ મૂર્તિમાન સ્વરૂપ હતા. પુષ્ટિમાર્ગને સંગઠિત જોવાનું તેમનું સપનું, સિદ્ધાંત શુદ્ધ પ્રકારે સાકાર થાય તે દરેકે દરેક પુષ્ટિમાર્ગીયનું પ્રથમ અને પરમ કર્તવ્ય છે. આ સપનાને સાકાર જ્યાં સુધી આપણે નથી કરતાં ત્યાં સુધી આપણા માથા ઉપર ગુરુઋણ ચડેલું જ રહેવાનું છે.

**ગો. શ્યામ મનોહરજી**

# શ્રી પ્રથમેશજી - સર્વતોમુખિ પ્રતિભા

પૂજ્યપાદ શ્રી રણછોડાચાર્યજી 'પ્રથમેશજી' ના ભૌતિક તરોધાન બાદ એક વર્ષનો ગાળો વ્યતીત થયો છતાં હજી મન માનતું નથી કે પૂ. શ્રી પ્રથમેશજી આપણી વચ્ચે નથી.

આપણા પૂર્વાચાર્યોએ અત્યન્ત પરિશ્રમ ઉઠાવીને, દેશના ખૂણેખૂણે બ્રહ્મવાદ અને પુષ્ટિભક્તિ માર્ગનો સંદેશ પહોંચાડયો હતો એ પ્રમાણે જ પૂ. શ્રી પ્રથમેશજીએ પણ દેશ-વિદેશનો પ્રવાસ ખેડી જનમાનસમાં પુષ્ટિભક્તિની અમોઘ ચેતના જગાવી હતી.

શ્રી મહાપ્રભુજીએ, સર્વનિર્ણય પ્રકરણ (નિબંધ)માં ગુરૂના લક્ષણ બતાવ્યા છે કે :

कृष्ण सेवा परं वीक्ष्य दंभादि रहितं नरम । श्री भागवततत्त्वज्ञः भजेज्जिज्ञासुरादरात ।।

અર્થાત્ : શ્રીકૃષ્ણની સેવામાં પ્રવીણ, દંભાદિ રહિત પુરૂષ અને શ્રીમદ્ ભાગવતનાં રહસ્યના જાણનાર એવા (ગુરૂ)ને પરમલક્ષ્યની પ્રાપ્તિની ઈચ્છા રાખનાર (ભક્તિમાર્ગમાં વરણીય) એવા જીજ્ઞાસુએ આદરપૂર્વક, શરણભાવનાથી, ભક્તિ કરવી અર્થાત્ તેમનું મન, વચન અને કર્મથી અનુસરણ કરવું.

અહીં પુષ્ટિમાર્ગીય, આચાર્ય (ગુરૂ)ના ભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક ત્રણેય સ્વરૂપનું પ્રતિપાદ કરવામાં આવ્યું છે.

**(૧) આધિભૌતિક :** 'સ્વરૂપ' દંભ! વિનાનું વ્યક્તિત્વ- અંદર બીજું અને બહાર જુદું- એવું જીવન દંભયુક્ત જીવન કહેવાય. જે કંઈ કહે એ પ્રમાણે પોતે પણ કરે એવું દંભ વિનાનું જીવન ગુરૂના ભૌતિક સ્વરૂપની વિશેષતા છે.

શ્રી પ્રથમેશજીનું સમગ્ર જીવન, દંભરહિત હતું. જેનો અનુભવ અને લાભ આંતરરાષ્ટ્રીય પુ. વૈ. પરિષદના માધ્યમથી સમગ્ર વૈષ્ણવ સમાજને પ્રાપ્ત થયો હતો. આપશ્રીનાં કીર્તનો, પ્રવચનો અને વાર્તાલાપના અવસરે અનેક વખત આપના અસાધારણ વ્યક્તિત્વનો અનુભવ પ્રસ્તુત લેખકને પણ થયો છે જ.

**(૨) આધ્યાત્મિક સ્વરૂપ :** ભાગવત તત્વના જ્ઞાનમાં નિપુણતા, શ્રી પ્રથમેશજી પણ શ્રીમદ્દ ભાગવત તત્વના જાણકાર તરીકે અનેક વખત અનુભવાયા હતાં. આપશ્રીએ 'પરિષદ્દ' ના તત્વાવધાનમાં, સોમયજ્ઞોના આયોજન દરમ્યાન એવં કુંભ પર્વના આયોજનમાં સંપ્રદાયના ઉલ્લેખનીય ભાગવતજ્ઞ મહાનુભાવો દ્વારા શ્રીમદ્દ ભાગવત સપ્તાહ, પ્રવચનોનો લાભ સમગ્ર આસ્તિક સમાજને તથા પુષ્ટિસમાજને વિશેષ પ્રાપ્ત થાય એવા આયોજનથી આપની ભાગવત પ્રત્યેની નિષ્ઠા પ્રકટ થઈ છે.

આપશ્રીને સુબોધિનીજી આદિ ટીકાઓનું અસાધારણ જ્ઞાન અને અભ્યાસ હતો. જેના દર્શન આપશ્રીની નિકટમાં રહેલા જીજ્ઞાસુઓને ખૂબ ખૂબ થયાજ છે. આ રીતે આધ્યાત્મિક ગુરૂ તરીકેના ઉત્તરદાયિત્વને આપશ્રીએ કુશલતાથી વહન કરીને જનમાનસમાં ફેલાયેલ અજ્ઞાનરૂપી અંધકારને દૂર કર્યો હતો. અને એવી સ્થાયી વિરાસત પ્રવચનોની કેસેટો દ્વારા તેમજ અનેક લેખો દ્વારા મૂકી ગયા છે કે આપશ્રીની આધ્યાત્મિક ગુરૂ તરીકેની કાર્યવિધિનો લાભ ભવિષ્યના વૈષ્ણવોને પણ મળશે તથા તેમના અજ્ઞાન અંધકારને દૂર કરવામાં પણ ઉપયોગી થતો રહેશે.

**(૩) આધિ-દૈવિક સ્વરૂપ :** શ્રીકૃષ્ણની સેવામાં નિપુણ શ્રી પ્રથમેશજીએ પોતાના સેવ્ય સ્વરૂપ શ્રીમથુરેશજીપ્રભુના જે રીતે લાડ લડાવ્યા છે તેના દર્શન કરનારાઓ, નિકટમાં રહેનારા વૈષ્ણવો કેમ ભૂલી શકે?

જતિપુરામાં શ્રીમથુરેશજીનાં રાજભોગનાં દર્શન વખતે 'બૈઠે હરિ રાધે સંગ કુંજ ભવન અપને રંગ' એ પદનું ગાન આપ કરતાં હતાં. જ્યારે હું પણ ત્યાં ઉપસ્થિત થયો અને શ્રી પ્રથમેશજીએ સાથે હાર્મોનિયમ વગાડી અને કીર્તનમાં સાથ આપવાનું કહ્યું, પછી તો એ પદ એક કલાકથી પણ વધુ ચાલ્યું હતું. શ્રી બાલજી ચતુર્વેદી પણ એ સમયે હતાં ત્યારે શ્રી પ્રથમેશજીની કીર્તન સેવાનો અવિસ્મરણીય અનુભવ થયો હતો.

પશ્ચાત ઉપર આપશ્રીની બેઠકમાં આપશ્રીની સાથેના વાર્તાલાપમાં આપશ્રીએ "પ્રગટ વ્હે મારગ રીતિ બતાઈ" એ પદમાં શ્રી મહાપ્રભુજીની દિનચર્યાના અંતર્ગત આપશ્રીની સેવામાં રહેલી, પરમ ચતુરતા, સ્વસેવ્યને હૃદયના અલૌકિક ભાવતરંગોથી પ્રસન્ન કરવાની પદ્ધતિના કેવી રીતે દર્શન થાય છે તેનું વિવેચન એવું સુંદર કર્યું હતું કે આપશ્રીના સેવા વિષયક આગ્રહ અને જાણકારીનો અનુભવ થયો હતો

**ગો. શ્રી રસીકરાયજી મહારાજ**
(મથુરા-પોરબંદર)
**શ્રી મહારાજ નિવાસ, રાજકોટ.**
વિ. સં. ૨૦૪૭ અધિક વૈશાખ શુદ ૩ ગુરૂવાર ૨-૫-'૯૧

॥ શ્રી હરિ : ॥

# શ્રી અ.ભા.પુ.વૈ. પરિષદના ઉપાધ્યક્ષ ગો. શ્રી પ્રથમેશ દ્વારા વિશ્વધર્મ સંમેલન વખતે લાલકિલ્લા-દિલ્હીમાં આપેલ ભાષણ

અનુવાદક : ડૉ. ચુનીલાલ રવજી બાલધા, આંખના સર્જન, રાજકોટ.

ઉપસ્થિત વિદેશી તથા સ્વદેશી બંધુઓ,

આજે વિશ્વના લોકનાયક અને રાજનેતાઓ અનાગત ભયને કારણે શંકાશીલ છે. પશ્ચિમનું આકાશ ઠંડાયુદ્ધના વાદળોથી છવાયેલું છે, તે અશાંતિના વાદળો રાજનૈતિક સ્વાર્થના પ્રચંડ પવનથી પ્રેરિત થઇ મધ્યએશિયાના આકાશમાં ઘુમતા દેખાય છે. ભાવિ વિશ્વવિનાશની ભયંકર કારૂણિકાએ રાજનૈતિક ગઠબંધનોના રૂપમાં વિશ્વને ભયભીત કરી મૂક્યું છે. સશક્ત મોટા રાષ્ટ્રો સામસામે બે ભાગમાં વહેંચાઇ તૈયાર ઊભા છે. ઠંડા યુદ્ધના શંખનાદ સંભળાય છે.

જો કે તટસ્થ રાષ્ટ્રોએ શાંતિ સ્થાપવાના ઘણા પ્રયત્ન કર્યા, પરંતુ નિષ્ફળ રહ્યા. પંચશીલ યુદ્ધની આગને રોકવાનો એક સુંદર પ્રયાસ હતો. પરંતુ તે પણ શિલાલેખના માફક લખાણરૂપે જ રહી ગયો. કોઈ એક પક્ષે તેને સ્વીકાર્યો તો બીજાએ તેના પર કોઈ ધ્યાન જ ન આપ્યું. શાંતિચાહક લોકો લાંબા સમયથી રાડો પાડી રહ્યા છે કે સૈદ્ધાંતિક મતભેદ હોવા છતાં પણ એક સાથે રહી શકાય છે પરંતું હજુ સુધી આનું કોઈ યથાયોગ્ય પરિણામ સામે નથી આવ્યું.

પૂર્વોક્ત નિષ્ફળતાઓએ જ આપણને ધર્મનો આશ્રય લેવા માટે મજબૂર કર્યા છે. તેથી જ ભૂતકાળમાં અનેક મહાનુભાવોએ અવતાર લઇને અહિંસાને વિશ્વશાંતિનો એક માત્ર સચોટ ઉપાય માનીને તેનો પ્રભાવપૂર્ણ પ્રચાર કર્યો. વિશ્વસમાજનું દુઃખ હંમેશા દૂર થઇ જાય તે માટે તેઓએ આત્મબલિદાન કર્યું, પરંતુ પરિણામ અત્યંત સ્પષ્ટ છે. ઈતિહાસના પાનાઓ છતાં પણ લોહીથી ખરડાયેલા છે. આજે પણ રણભેરી અને યુધ્ધ ગર્જનાઓ સંભળાઇ રહી છે.

વિશ્વચક્ર, ફરતા યંત્રની માફક પરિવર્તનશીલ છે. (Cycle of Events Could Never Be Changed) તેનો આ સ્વભાવ છે. શાંતિ અને યુદ્ધ પરસ્પર આધારીત છે. આ જાણવા છતાં અનાદિ કાળથી વિશ્વના આગેવાનો શાંતિની ઈચ્છા ધરાવતા ચાલ્યા આવે છે. એ ઉદ્દેશથી આજે વિશ્વધર્મ સંમેલનનું આયોજન કરેલ છે. નિ:સંદેહ આ સહૃદય

માનવોનો ઉત્તમ પ્રયાસ છે. જો કે ધર્મ શબ્દને લઇને વિદ્વાન આચાર્યોમાં મતમતાંતર જોવામાં આવે છે. પરંતુ ધર્મ દ્વારા વિશ્વમંગલના કાર્યમાં કોઇને કોઈ જાતનો વાંધો નથી. ધર્મની પરિભાષા તેમજ તેના સ્વરૂપનું સવિસ્તૃત નિરૂપણ વિશ્વ સાહિત્યમાં મળે છે.

ધારણ કરવાવાળા તત્વને ધર્મ કહે છે. જેમાં ધારણ કરવાની શક્તિ છે તે ધર્મ છે. વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર, સંસ્થા લોક અને પરલોકને વ્યવસ્થિત તેમજ સ્વસ્થ બનાવનાર શાશ્વત નિયમ જ ધર્મ છે. અનંત બ્રહ્માંડની સ્થિતિનું સનાતન બીજ ધર્મ જ છે. માનવ મસ્તકે આજસુધી જે રહસ્યમય તત્વની શોધ કરી છે તથા જે તત્વ વિજ્ઞાનના મૂળમાં ઉપસ્થિત છે તે ધર્મ જ છે. બુધ્ધિની વિવિધતા તેમજ અધિકારભેદને કારણે ધર્મતત્વ લઇને નાના પ્રકારની વિચારધારાઓની ઉત્પત્તિ આશ્ચર્યજનક નથી. વિચારભેદથી તાત્ત્વિક એકતામાં કોઈ ફરક નથી આવતો.

**"એકં સદ્વિપ્રાબહુધા વદન્તિ"**

એક તત્વને નાના પ્રકારથી જોવાયો એ વિચાર એક ગંભીર સત્ય પર આધારીત છે. આ માન્યતાએ ભારતીય ધર્મને વ્યાપક રૂપ આપ્યું છે. કોઈ સંકુચિત ક્ષુદ્ર વિશ્વાસના સીમાડાઓમાં બંધ થઈ સમાપ્ત થઈ ન જાય તે ધર્મ છે.

ધર્મ તેમજ તત્વજ્ઞાનના ક્ષેત્રમાં અનેક ભાવનાઓ હોવાનું સંભવિત છે. આમાં મહાપુરુષોએ આ જ સત્ય છે, એવો આગ્રહ ન કરવો જોઈએ. ભારતીય વિચારધારા કોઈ દ્રષ્ટિને, આ આમ જ છે, આ જ છે, આટલુ જ છે, એ રૂપમાં સ્વીકાર નથી કરતી. તે માનવની બૌદ્ધિક સ્વતંત્રતાનો પુર્ણ પક્ષપાત કરે છે. તે તેની વિશેષતા છે. ભારતીય ધર્મનો આ અનુરોધ અત્યંત ઉદાર છે કે પસંદગીને કારણે માર્ગ અલગ હોઈ શકે છે પરંતુ જવાના સ્થાન માટે કોઈ ભેદ નથી. કવિ કાલિદાસનું આ વિધાન અત્યંત યોગ્ય છે.

**બહુધાપ્યાગમેભિન્ના: પન્થાન: સિદ્ધ હેતવ: ।**

**ત્વેયેતનિપતન્ત્યૌધા: જાન્હવીયા ઈવાણવિ: ॥**

ભારતીય ધર્મમાં અનંત વિચારધારાઓ છે. ઉદ્દેશ બધાનો એ છે કે વિશ્વસમાજને હિંસા તથા પીડાથી મુક્ત કરીને વિશ્વ સમક્ષ સમતાનો આદર્શ રજૂ કરવામાં આવે. ધર્મ પ્રત્યેક વ્યક્તિ સમક્ષ કર્તવ્યનો સંદેશ લઇને આવે છે. વિશ્વ, રાષ્ટ્ર, સમાજ, જાતિ, વ્યક્તિ તેમજ બંધુ બધા પરસ્પર એકબીજા પ્રત્યે કર્તવ્યના ઋણથી બંધાયેલા છે. આ કર્તવ્ય ભાવના જ વેદાદિક શાસ્ત્રોમાં યજ્ઞની ભાવના કે ધર્મના નામથી સુપ્રસિદ્ધ છે. જે વ્યક્તિ, જાતિ, રાષ્ટ્ર એકબીજાને માટે પોતાનો સ્વાર્થ તેમજ સુખનું સમર્પણ, ત્યાગ કે બલિદાન કરે છે તે વ્યક્તિ, જાતિ, સમાજ કે રાષ્ટ્ર સભ્ય તેમજ સંસ્કૃત છે. ભારતીય જીવનમાં આ તત્વને વ્યવહારિક રૂપ આપવામાં આવ્યું છે અને એ ધર્મ છે.

ભારતીય ધર્મ એટલો સક્ષમ છે કે દેશકાળને અનુરૂપ ઢાળીને ભારતીય વિશેષતાઓનું રક્ષણ કરીને વિશ્વધર્મો સાથે સમન્વય કરી શકે છે. ભારતીય વિચારધારાની એ વિશેષતા છે કે તે દેશ અને કાળમાં પરિવર્તનશીલ હોવા છતાં પોતાના મૂળરૂપનો સ્વયં રક્ષક છે. આ વિશ્વાત્મક દ્રષ્ટિ ભારતીય ધર્મનો શાસ્ત્રસંમત સિદ્ધાંત છે.

ભારતીય ધર્મની પરંપરાના ઉત્તરાધિકારમાં આ સમન્વયકારક દ્રષ્ટિકોણ આપણને પ્રાપ્ત થયો છે. આજે ભેદથી ભરેલા આ સંસારમાં એક ભારતીય સમન્વયના જન્મસિદ્ધ અધિકારને લઈ વિશ્વધર્મને આત્મસાત કરી શકે છે. તેમાં કોઈ સંદેહ નથી. એક બાજુ ધર્મ પોતાના સ્વરૂપ પ્રતિ પુરી રીતે નિષ્ઠાવાન છે તો બીજી તરફ પોતાના સ્વરૂપને સુરક્ષિત રાખીને બીજા ધર્મો સાથે પુર્ણરૂપે હળીમળી જાય છે. આ તેની વ્યાપકતા છે. ભારતીય માનસની આ સિદ્ધિ અનંતકાળની ધાર્મિક સાધનાનું ફળ છે. અમને વિશ્વાસ છે કે આ સંઘર્ષમાં પવિત્ર ધાર્મિક દ્રષ્ટિકોણ લઇને આપણે પ્રત્યેક રાષ્ટ્રમાં સમત્વનો સંદેશ પહોંચાડી ચિરવાંછિત વિશ્વશાંતિને સ્થાપિત કરવામાં સફળ થઈશું.

જનમાનસને પુર્ણ શાંતિ પ્રાપ્ત નથી ત્યારે ભારતીય પ્રતિભાએ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે સાર્વભૌમ મહાવ્રતોને આત્મદર્શનના મુખ્ય સાધન માનીને લોકબુદ્ધિને ભૌતિક નાનપથી દૂર કરી એક ચરમપૂર્ણ સત્યમાં પ્રતિષ્ઠિત કર્યા. આ જીવનની પુર્ણતા છે. અહિંસા, પવિત્રતા વિ. સાધનોનો મુખ્ય ઉપયોગ આત્મદર્શનમાં છે. આત્મદર્શી મહાપુરૂષ જ સાચી શાંતિ સ્થાપિત કરી શકે છે. સંપૂર્ણ દર્શનનું મહા તાત્પર્ય અનંત પરાત્પર પરમાત્મ તત્વ છે. તેને પ્રાપ્ત કર્યા બાદ વિશ્વની વેરભાવના સ્વયં નિવૃત્ત થઇ જાય છે અને આત્મસ્થિતિ સ્વરૂપ નિષ્ઠા પ્રાપ્ત થયા બાદ સ્વધર્મ, સ્વરાષ્ટ્રની સુરક્ષાની જવાબદારીને આપણે ભલીભાંતિ અનુભવ કરવા લાગીશું. વિશ્વ-શાંતિની સાથે આપણે આત્મરક્ષા માટે અત્યંત સાવધાન રહેવાની જરૂરત છે. અમે આશા રાખીએ છીએ કે સમસ્ત રાષ્ટ્ર વિશ્વશાંતિ માટે જાગૃત થવાની સાથે આત્મરક્ષા માટે પણ પ્રતિક્ષણ સજાગ તેમજ સશક્ત રહેશે.

પરંતુ અમે આજની સામાજીક સ્થિતિનો આદર એટલા માટે નથી કરી શકતા કે તે માનવ તેમજ સભ્યતાના વિનાશનું કારણ બની શકે છે. હું રશિયાને એ માટે ધન્યવાદ સમર્પિત કરું છું કે તે શાંતિ સ્થાપના માટે સદૈવ પ્રયત્નશીલ રહ્યું છે. સાથે સાથે સંયુક્ત રાષ્ટ્ર અમેરિકાને એ વિનંતિ કરીશ કે તે આ પ્રસ્તાવને ક્રિયાશીલ કરવામાં સહયોગ પ્રદાન કરે. અંતમાં "જીવો અને જીવવા દો" એ સિદ્ધાંતના આધાર પર આ પ્રસ્તાવનું સમર્થન કરતા અ.ભા.પુ. વૈ. પરિષદના પ્રતિનિધિમંડળ તરફથી સંયુક્ત રાષ્ટ્ર સંઘમાં રજુ કરવા માટે ઉપરોક્ત ઉપાય સમર્પિત કરૂં છું અને આપ સર્વે ભાઇઓની રજા લઉં છું.

———⁂———

# સ્વધર્માચરણમાં વિશ્વાસનું મહત્ત્વ

મહાપ્રભુ શ્રી વલ્લભાચાર્યજીએ સ્વધર્મનાં આચરણ પર અધિક ભાર આપ્યો છે. આ પરંપરા આપણને વૈદિક સાહિત્યમાં પણ જોવા મળે છે. વેદનું વિધિવાક્ય (ધર્મચર) ધર્મનું આચરણ કરો" એ ભારતીય સંસ્કૃતિને વિધિ માટે મહત્વપૂર્ણ જીવનોપયોગી ઉપદેશ છે. કોઈ પણ જ્ઞાનની સાર્થકતા જીવનમાં તેના ઉપયોગ પર નિર્ભર છે. આ આર્ષવાણીનું સન્માન કરતાં આચાર્યશ્રી વલ્લભ આપણને ધર્માચરણનું સ્પષ્ટ માર્ગદર્શન આપે છે. જે લોકો ધર્મને પરલોકમાં સુખ પ્રાપ્ત કરવાનું સાધન માને છે અને વ્યવહારમાં તેનું આચરણ નથી કરતા, એ લોકોનું જીવન ચિંતનશીલ હોવા છતાં, અશાંત રહે છે. આપણા જીવન પર આચરણનો પ્રભાવ વિચારોની અપેક્ષા મહત્વપૂર્ણ છે કારણ કે વિચાર અને આચરણ પરસ્પર સંબંધી છે. તેને અલગ કરી વિચાર કરવાની પ્રણાલી ભારતીય વૈદિક સાહિત્ય સ્વીકાર નથી કરતું. તેને શ્રીમદ્ વલ્લભાચાર્ય તેમના નાના પરંતુ મહત્વપૂર્ણ "પત્રાવલંબન" ગ્રંથમાં સ્પષ્ટ કરે છે. વિચાર તથા આચરણ એ દરેક મનુષ્યની પાસે પોતાની નીજી શક્તિ છે જે ઈશ્વરે કૃપા કરીને દરેક જીવને પ્રદાન કરી છે અને મનુષ્ય જીવન તો શ્રેષ્ઠ જીવન છે. અત: તેમ તેની ઉપયોગીતા સૌથી વધારે છે. પરંતુ મનુષ્ય એક એવું પ્રાણી છે, જાણીને કુદરતી નિયમોનું વિધિસર પાલન નથી કરતું, પણ જો જેને નહિ જાણતાં પશુઓ પણ તેનું પાલન કરે છે, ત્યારે ધર્મના આચરણનો પ્રશ્ન ઉપસ્થિત જ નથી થતો. જે સાધનો આપણે આપણા સુખ માટે બનાવીએ છીએ તેનો ઉપયોગ સમજપૂર્વક નહીં કરીએ તો સમાજમાં ગંભીર અશાંતિ ઉત્પન્ન થશે. જે આજે આપણે પ્રત્યક્ષ નિહાળીએ છીએ. જે વ્યક્તિ ધર્મ પર નિષ્ઠા રાખવા છતાં ધર્મના આચરણને વ્યવહારિક નથી માનતી, તેને આ વાત પર પુનર્વિચાર કરવાની આવશ્યકતા છે સાથે ધર્મના વાસ્તવિક સ્વરૂપને યથાર્થ રૂપમાં સમજવાની જરૂર છે. આપણે એમ માની ચાલવું જોઈએ કે ધર્મ અને વ્યવહાર જ્યારે અલગ હોય છે, ત્યારે નિષ્ઠાવિહીન જીવનમાં છળ અને કપટ વધી જાય છે. આ કપટપૂર્ણ વ્યવહાર જેને આજે બુદ્ધિની કૂશળતા કહેવાય છે, તેનાથી પ્રત્યેક જીવનું જીવન અવિશ્વાસ સભર થઈ ગયું છે. જે લોકો પ્રભુમાં વિશ્વાસ કરવામાં અસમર્થ છે. તેઓ પણ પરસ્પર વિશ્વાસ કરવામાં અસમર્થ છે. આ વિરોધાભાસનાં મૂળમાં જોતાં, આ સહજ રીતે સમજાય છે કે ધર્મના મૂળમાં દ્રઢ વિશ્વાસની અનિવાર્ય આવશ્યકતા છે. પ્રત્યેક ઋષિ આચાર્ય અને સંતો વિશ્વાસની મહત્તાનો નિર્વિરોધ સ્વીકાર કરે છે, જ્યારે તેમનાં જ અનુયાયીઓ વિશ્વાસ શબ્દ પર પણ સાચો વિશ્વાસ નથી કરતા. આ વિસંગતતા આપણને ધર્માચરણથી અલગ કરે છે. આ તથ્ય પર આપણે ગંભીરતાથી મનન કરવું જોઈએ. અવિશ્વાસનું વાતાવરણ જીવનમાં કેટલું બાધક છે, એ શ્રી વલ્લભાચાર્ય ષોડ્રશ ગ્રંથમાં બ્રહ્માસ્ત્રના દ્વૈતથી સમજાવે છે.

ગો. પ્રથમેશજી

—— * ——

# વિરલોમાં ય વિરલ

ઈ.સ. ૧૯૬૦ ના અરસાની એક વિરલ ઘટના યાદ આવે છે. ત્યારે મારી ઉંમર માંડ ૨૦ વર્ષની હતી. સંપ્રદાયમાં બહુ ઝાઝી ગતાગમ ન હતી. વડોદરામાં વૈષ્ણવ પરિષદનું અધિવેશન ગોઠવાયેલું. વડોદરામાં હોવાથી તે અધિવેશનમાં કંઈક જાણવાની જિજ્ઞાસાથી ગયેલો. રાત્રે અધિવેશનની ખૂલ્લી બેઠક ચાલતી હતી. તેના મહામંત્રી હતા ગોલોકવાસી શ્રી દ્વારકાદાસભાઈ પરીખ અધ્યક્ષસ્થાને હતા પરમપૂજ્યપાદ ગોસ્વામી શ્રી પ્રથમેશજી મહારાજ. પ્રશ્નોત્તરી માટે પ્રેક્ષકોને આમંત્રણ આપવામાં આવ્યું. એક પ્રશ્ન પૂછાયો. તમે અધિવેશનમાં આવવા માટે નજીવી ફી શા માટે રાખી? શ્રી દ્વારકાદાસભાઈએ ભોળાભાવે તેનો જવાબ આપ્યો. આ પુષ્ટિમાર્ગનું અધિવેશન છે, તેમાં હરિજન વગેરે લોકો ન આવે તે હેતુથી ફી રાખી છે.

ત્યાં વડોદરાના બધા પત્રકારો હાજર હતા. વિચાર કરો કે મહામંત્રીજીનો આ જવાબ બીજા દિવસે વર્તમાનપત્રોમાં હેડલાઈનથી છપાયો તો સંપ્રદાયની કેવી વગોવણી થાય !

શ્રી દ્વારકાદાસભાઈ તેમનો જવાબ પૂરો કરે તે પહેલાં જ અધ્યક્ષશ્રી તેમના સ્થાનેથી ઉભા થયા. મંત્રીજી પાસેથી માઈક પોતાના તરફ ખેંચી લીધું અને સિંહગર્જના કરી મંત્રીજીની વાત સાથે હું સહમત નથી. કારણ કે પુષ્ટિમાર્ગ ભક્તિમાર્ગ છે. વેદમાર્ગની જેમ તેમાં સ્ત્રી શૂદ્રો ઉપર પ્રતિબંધ નથી. જેને ભક્તિના માર્ગે ચાલવાની તૈયારી હોય, તેઓ જીવમાત્ર આ માર્ગમાં આવી શકે છે. અમારા પૂર્વજ શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીગુસાંઈજીએ આવા અનેક સ્ત્રી શૂદ્રોને શરણે લીધા છે. અમારું વાર્તા સાહિત્ય તેનું સાક્ષી છે. અત્યારે પણ કોઈપણ વ્યક્તિ અહીં આવે તો હું તેને પુષ્ટિમાર્ગનો નામમંત્ર આપી, વૈષ્ણવ કરવા તૈયાર છું. હરિજનો સામે અમને કોઈ વિરોધ નથી.

આ સિંહગર્જના થતા અધિવેશનનો વિશાળ મંડપ જોરદાર તાળીઓના ગડગડાટથી ગાજી ઉઠ્યો હતો. ત્યારે આપશ્રીનું યુવાન, પ્રતાપી અને તેજસ્વી વ્યક્તિત્વ મેં તો પહેલીવાર નિરખ્યું હતું. મન આપોઆપ એ વ્યક્તિત્વના ચરણકમળોમાં ત્યારે ઝૂકી ગયું હતું.

પછી તો આપશ્રીને મળવાના પ્રસંગો બહુ જ અલ્પ પ્રમાણમાં આવ્યા. પણ એ બધા પ્રસંગો ચિરંતર યાદગીરીરૂપ બની રહ્યા છે.

એક વખત આપ મહેસાણા પધાર્યા હતા. શ્રી દ્વારકાધિશના મંદિરમાં આપનો મૂકામ હતો. હું કામ વિના ભાગ્યે જ ઘર બહાર જનારો માણસ છું. ગામથી ઘર પણ

દૂર. એટલે આપના પધાર્યાની માહિતી મને મળેલી નહિ. પરંતુ આપે એક વૈષ્ણવને આજ્ઞા કરી, અહીં રમેશભાઈ રહે છે. મારે તેમને મળવું છે. તેમને સંદેશો કહેવડાવો.

સંદેશો મળતા હું રાત્રે આપની સન્મુખ થયો. જે તેજસ્વી વ્યક્તિત્વે મને પહેલાં દર્શને આકર્ષ્યો હતો એ દિવ્ય સ્વરૂપના અત્યંત નજીકથી દર્શન થતા રોમરોમ પ્રસન્ન થઈ ગયું. મનમાં ભાવની ભરતી આવી કે આપ તો પુષ્ઠિનું સાક્ષાત્ સ્વરૂપ છે. જીવ શ્રીહરિ ગુરુ સન્મુખ જાય તે મર્યાદા, પણ શ્રીહરિ ગુરુ જીવને પોતાની સન્મુખ બોલાવે તે પુષ્ટિ. આપે આવી કૃપા કરીને મને બોલાવ્યો. આપે આજ્ઞા કરી, એકાંતમાં થોડી ચર્ચા કરવી છે.

અમે બાજુના ખંડમાં ગયા. આપે આજ્ઞા કરી રમેશ! સંપ્રદાયનું વિઘટન થઈ રહ્યું છે. મારો આ જન્મ સંગઠન બનાવવામાં મારે ખર્ચવાનો છે. તે વિષે તારા મનમાં પણ ઘણાં વિચારો હશે, મારે જાણવા છે. ભાવલાવેડા છોડીને બુદ્ધિ અને વ્યવહારની સંગતિથી ચર્ચા કરજે.

મેં વિનંતિ કરી, સમાજમાં સંગઠનનો આધાર સમાજના ધુરંધરો પર છે. તેમને આપણે નેતા કહીએ છીએ. સંસ્કૃત શબ્દકોષ પ્રમાણે જે બીજાઓને દોરે તે નેતા. એટલે નેતાની જવાબદારી ઘણી મોટી છે. નેતા ધારે તો સમાજના ટૂકડા કરે અને ધારે તો સમાજને એક બનાવે. જેનામાં અંગત સ્વાર્થ, રાગદ્વેષ, પક્ષપાત કે પૂર્વગ્રહોની મર્યાદાઓ ન હોય, જેમનામાં સમાજના સ્વસ્થ વિકાસ માટેનું એક નિષ્કામ દર્શન હોય, તે જ નેતા સમાજને પોતાની સાથે આગળ ચલાવી શકે. દુર્ભાગ્યે આપણા સંપ્રદાયમાં આવા નેતાની થોડીક ઉણપ જણાય છે. એને લઇને વૈષ્ણવોની મતિ પણ મૂંઝાય છે. આપણા વૈષ્ણવો તો અલ્પ શિક્ષિત છે. બહુ ભોળા અને ભાવૂક છે. કોઈપણ બાબતને બુદ્ધિથી તોલવાનો પ્રયત્ન કરનારા નથી. શ્રદ્ધાથી સ્વીકાર કરનારા છે. આવા શ્રદ્ધાવાન સેવકોનું સંગઠન આમ તો બહુ સરળ છે, પરંતુ તેની એક જ પૂર્વશરત છે. સમસ્ત શ્રીવલ્લભ કૂળ પરિવાર એકમત બને અને સૌ બાળકો એક જ પ્રકારે વૈષ્ણવોને આજ્ઞા આપે અને સાથે રહીને સંગઠનમાં જોડાય તો તે કાર્ય આસાનીથી બની શકે.

આપે ત્યારે આજ્ઞા કરેલી, પ્રાચીન સમયમાં નાના પ્રાંતો સ્વતંત્ર બની જતા, તેને લઇને આખું સામ્રાજ્ય નબળું પડતું. સૂબાઓ સમ્રાટો થઈ જતા. એવું કંઈક આપણે ત્યાં પણ મને દેખાય છે. એટલે તમે વૈષ્ણવો અમારા સંગઠિત થવાની પ્રતિક્ષા કરતા બેસવાના હશો તો સંગઠન એ પ્રશ્નાર્થ ચિન્હ રહેશે. આ સ્થિતિમાં મારું મંતવ્ય એવું છે કે શ્રીમહાપ્રભુજીનું શરણ જેમણે સ્વીકાર્યં હોય એ સૌ એક બનીને ચાલવા લાગે. એક વખત અલ્પ સંખ્યાથી પણ શોભાયાત્રા શરુ થશે તો શરુઆતમાં જેઓ તેના પ્રેક્ષકો બન્યા

હશે તેઓ પણ તેમાં જોડાઇ જશે. માટે પરિષદને પુન:જીવીત કરી છે. પરિષદ આપણી કેન્દ્રિય સંસ્થા બની રહે એવું મારું સ્વપ્ન છે.

આપે સંગઠન માટે મહેસાણામાં એક નાનકડું પણ સુંદર કાર્ય કર્યું. આપ પોતે હોમીયોપેથીના નિષ્ણાત હતા. મહેસાણામાં શ્રી ચિમનભાઈ વકીલ નામના વયોવૃદ્ધ વૈષ્ણવ પણ હોમિયોપેથીના સારા જાણકાર હતા. આપે આજ્ઞા કરી મહેસાણાના બધા નગરજનો માટે એક નાનકડું હોમિયોપેથી ચિકિત્સાલય શરુ કરો. શ્રી મહાપ્રભુજીના નામ સાથે તેને જોડો. જે રડતા આવશે તે હસતા પાછા જશે. આ સૌ હસનારાઓને એક કરો. ગામેગામ વૈષ્ણવ સમાજ સંગઠિત થશે તો આખી પુષ્ટિ સૃષ્ટિ આપોઆપ સંગઠિત થશે. ગંગોત્રીમાંથી ગંગા નીકળી ત્યારે આટલી મોટી નદી ન હતી. એમાં બીજાં અનેક ઝરણાં અને નાની નદીઓના પાણી ઉમેરાતા ગયાં તેમ તેમ ગંગાનું કદ વિસ્તરતું ગયું. માટે સંગઠનના કામમાં લાગી જાઓ. સંગઠનનું કામ સરળ નથી. જાણીજાણીને ઝેર પીવાનું એ કામ છે. ચૂપચાપ ઝેરનાં ઘૂંટડાં ગળતા રહેજો અને સૌને અમીનું પાન કરાવજો તો જ સંગઠન થશે. સંગઠનનું પરિણામ લાંબા ગાળે દેખાશે. તે માટે ધીરજ અને શ્રદ્ધા રાખવા પડશે.

આપના આ વચનામૃતો આજે પણ મારા કાનમાં ગૂંજ્યા કરે છે અને મને જ્યારે જ્યારે હતાશા અનુભવાય ત્યારે ઓક્સીજન આપે છે. આપ પણ આપનું સમગ્ર જીવન સંગઠનની સેવામાં જ ખર્ચી નાંખ્યું છે. અને તે પણ આવા હકારાત્મક દ્રષ્ટિકોણથી આપ આગળ ચાલ્યા છો. અને વૈષ્ણવોને પોતાની પાછળ પાછળ ચાલતા રાખ્યા છે.

આપનો ત્રીજો પ્રત્યક્ષ અનુભવ થયો રાજકોટ મૂકામે. રાજકોટમાં ગુજરાત પ્રદેશની કારોબારી સમિતિની બેઠક આપના સાન્નિધ્યમાં મળવાની હતી. પ્રદેશના ઉપપ્રમુખના નાતે તેમાં હાજરી આપવા પ્રદેશ પ્રમુખ શ્રી ઈન્દ્રકાન્તભાઈની સાથે ત્યાં જવાનું થયેલું. મીટીંગ પહેલાં અમે આપને દંડવત કરવા ગયા. શ્રી ઈન્દ્રકાન્તભાઈએ મારો પરિચય આપવા માંડ્યો, ત્યારે હસીને આપે આજ્ઞા કરી, રમેશનો પરિચય તમારે કરાવવાનો ન હોય. અમારો પરિચય બહુ જૂનો છે. અને અમારો સંબંધ પણ બહુ જુદો છે. ચર્ચામાં એની સાથે મલ્લકૂસ્તી કરવી મને ગમે છે. મારી જેમ તે પણ સ્પષ્ટવકતા છે. એટલે અમારી વચ્ચે મૂઠભેડ થઈ જાય ત્યારે મજા આવી જાય છે.

આવા પ્રેમાળ, ગુણગ્રાહી, નિખાલસ આપશ્રી હતા.

કારોબારીની મીટીંગ શરુ થઈ. તેમાં અમદાવાદવાળા પૂ.ગો.શ્રી. વ્રજરાયજી મહારાજશ્રી પણ પધારેલા. આપશ્રીને પરિષદની રીતિ, નીતિ અંગે કેટલાક પ્રશ્નો હતા. આપશ્રીએ પૂ.ગો.શ્રી પ્રથમેશજી મહારાજ પાસે થોડા આક્રોશથી પોતાના પ્રશ્ન રજૂ

કર્યા. પૂ.ગો.શ્રી પ્રથમેશજી મહારાજ ખૂબ જ સ્વસ્થ રહ્યા. આપે એટલી જ આજ્ઞા કરી હું પણ આપની જેમ આ મીટીંગમાં આમંત્રીત છું. પરિષદનો કોઈ હોદ્દેદાર નથી. સૌ ગોસ્વામી આચાર્ય પરિષદના ધર્માધ્યક્ષ છે. એટલે હું પણ આપના જેવો જ. આપના પ્રશ્નોના જવાબ હું ન આપી શકું. પ્રદેશના પ્રમુખ સભાના પ્રમુખસ્થાને બેઠા છે. એમની મંજૂરીથી જ આપ આપના પ્રશ્નો સભા સમક્ષ રજૂ કરો અને કારોબારી સભા એના ઉપર વિચાર કરે એ ઉચિત રહેશે. પછી તો ખૂલ્લા દિલથી એ બધા પ્રશ્નોની ચર્ચા થઈ. બંન્ને પૂજ્યપાદ મહાનુભાવોએ ઘણું ઉત્તમ માર્ગદર્શન આપ્યું. ત્યાર પછી જાહેર સભામાં પણ આપશ્રીએ ખૂબ સુંદર રીતે સંગઠન માટે માર્ગદર્શન આપ્યું.

આ પ્રસંગના સાક્ષી તરીકે આપની કૂનેહ, પરિસ્થિતિ સંભાળવાની આગવી દક્ષતા, વિરોધને યોગ્ય માર્ગે વાળવાનું ચાતુર્ય જેવા અનેક ગુણોનું દર્શન થયું.

બીજા દિવસે સૌરાષ્ટ્રના વૈષ્ણવોનું ખૂલ્લું અધિવેશન યોજાયું હતું. તેમાં આપશ્રી પણ પધાર્યા હતા. સભા દરમ્યાન આપશ્રીપોતાના સ્થાનેથી ઉભા થયા. મને નેત્ર સંકેત કરીને બોલાવ્યો. અમે બંને સ્ટેજની પાછળના ભાગમાં ગયા. આપે મારા ખભે પ્રેમથી પોતાનો હસ્ત ધરીને આજ્ઞા કરી. રમેશ ! મારું એક અંગત કામ છે. નર્મદનો જમાનો પાઠ અંગે ઘણો ઉહાપોહ થયો. સરકારે વાત માની, પણ મારે એ આખીયે ઘટનાનો તલસ્પર્શી અભ્યાસ કરવો છે. તું ગુજરાતીનો અધ્યાપક છે. એટલે નર્મદ અને તેના સમકાલીનોએ આ વિષય પરત્વે જે કંઈ લખ્યું હોય, એ બધું સાહિત્ય મારે જોઈએ છે. મારે તેનો ઊંડો અભ્યાસ કરવો છે. મને તે મેળવી આપ.

મેં વિનંતી કરી આજે જાહેર બજારમાં તે પ્રાચીન પુસ્તકો મળવા ઘણાં મુશ્કેલ છે. પ્રાચીન પુસ્તકાલયોમાં જ તે સંગ્રહાયેલાં હોય,

આપે ફરી આજ્ઞા કરી, પુસ્તકાલયમાં ત્યાં કોઈને બેસાડી જરુરી અંશોની નોંધ તૈયાર કરાવ. ઝેરોક્ષ કરાવી શકાય તો ઝેરોક્ષ કરાવ, પણ મને એ સાહિત્ય મેળવી આપ. મેં વિનંતી કરી આ વાત મારા હાથની નથી. છતાં હું કોશિશ કરું છું. આપની કૃપાથી જે સાહિત્ય મળશે તે આપને પહોંચાડીશ.

આપ ત્યારે ખૂબ પ્રસન્ન થયેલા. આપનો વરદહસ્ત મારા હસ્તકે ફેરવીને આજ્ઞા કરેલી કે સંપ્રદાય સામે વંટોળ તો ઉભા થવાનાં જ. પણ આપણે બધાં શ્રી મહાપ્રભુજીનાં છીએ, એટલે સિંહના બચ્ચાં બનીને રહેવાનું. નબળા નહિ પડવાનું. આવી છેલ્લી આશીર્વાદાત્મક આજ્ઞા આપે આ જીવને આપી હતી. તે આજે નજરો સામે લખાયેલી વંચાયા કરે છે અને કાનમાં સંભળાયા કરે છે.

પુષ્ટિમાર્ગ નિત્યલીલાવાદમાં માને છે. શ્રી વલ્લભવંશ અને ભગવદીયો ભૂતલ ત્યાગ

કરે છે ત્યારે એ આસૂર વ્યામોહલીલા હોય છે. એમના આધિદૈવિક ભાવાત્મક સ્વરૂપે ક્યારેય ભૂતળ ત્યાગ કરતા નથી. એ સ્વરૂપે આપણી વચ્ચે સદાય બિરાજેલા છે. એમના એ દિવ્ય સ્વરૂપના ભાવાત્મક અનુભવો શબ્દદેહથી કંડારવાનું તો મારા માટે અશક્ય છે. પરંતુ એટલું જરૂર કહીશ કે આપશ્રીએ પરિષદને આગળ વધવા માટે એક ચોક્કસ નકશો દોરી આપ્યો છે. એની લક્ષ્મણરેખામાં રહીને પરિષદના માધ્યમથી સંપ્રદાયની સેવામાં તત્પર રહીએ એ જ આપણું કર્તવ્ય છે. અને એનાથી જ આપશ્રીની પ્રસન્નતા પણ છે. આપશ્રી સદાય દિવ્ય સ્વરૂપે ભૂતળ ઉપર ચિરંજીવ છો. આપશ્રીના ચરણકમળોમાં સદૈન્ય સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું.

- પ્રા. રમેશભાઈ વિ. પરીખ

## સરલ-સ્વાન્ત:

## સૂરશિરોમણિ

## સદ્ધર્માચાર્ય

# પૂ. પા. ગો. ૧૦૮ શ્રીપ્રથમેશજી

"विद्वांसोऽपि न सन्ति सन्ति यदि वा मात्सर्ययुक्ताश्र ते ।"

કરાલ કલિની કઠોરતા છે,- વિદ્વાનો નથી! છે તો અન્યનો ઉત્કર્ષ સહી ન શકતા - માત્સર્યયુક્ત- છે ! આ તો સર્વસામાન્ય વાત છે, તેમાં અપવાદ તો અવશ્ય છે જ ! મેં પ્રભુકૃપાથી એવા અનેક અપવાદ જોયા છે, જાણ્યા છે, માણ્યા છે ! આ તો પુષ્ટિ છે ! તેમાં સ્મૃતિપથ- ગોચર થાય છે- એક સૂરિ શિરોમણિ, સરલસ્વાન્ત:, નિર્મત્સર, ધર્માચાર્ય પૂ. પા. ગો. ૧૦૮ શ્રીરણછોડલાલજી- પ્રથમેશજી મહારાજશ્રી! હૃદયસ્પર્શિ આપના અનેક પ્રસંગો પાવન કરતા હૃદયને ભરી દે છે, ભદ્રભાવથી !

મુંબઈમાં શ્રીવલ્લભ- પંચશતાબ્દી- પ્રાકટ્ય મહોત્સવ ! ચોપાટી પર દશમસ્કંધ- કથા પ્રસંગ! શોભાયાત્રા આરંભાઈ શ્રી "લાલમણિ" થી ! માર્ગમાં પૂ. મહારાજશ્રી ખુલ્લા ચરણે પધારે ! શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ- શ્રી ભાગવતજી- ઉભયની એ શોભાયાત્રા! મંત્રીઓએ તો દેશકાલોચિત રીતે કાર્યક્રમના ઉદ્દ્ઘાટન માટે રાજ્યપાલને નિમંત્રણ દીધેલું ! ધાર્મિક કાર્યક્રમોમાં તો આ ઉચિત નહિં ! પૂ. મહારાજશ્રી તો પ્રાચીન પરંપરા અને શાસ્ત્ર-સિદ્ધાંતના સદાગ્રહી! અદ્ભૂત ઉપાય આપે અપનાવ્યો ! મને માર્ગમાં કહ્યું, આપણે શાસ્ત્ર-વિનોદ કરતા મંદમંથર- ગતિથી ચાલીએ. બધી આપત્તિ વિલંબ થતાં વિદાય થઈ જશે !" બન્યું તેમ જ ! શોભાયાત્રા વિલંબે ચોપાટી પહોંચી ધ્વજ ફરકાવતી મોટર દૂરથી દોડી જતી દેખાઈ ! સત્તા-સંપત્તિની શેહમાં ન દબાતા સૂરિવર્ય ધર્માચાર્ય ધાર્મિક કાર્યક્રમમાં શાસ્ત્રોચિત ગૌરવથી પધાર્યા.

તેમાં પૂ.પા.ગો.૧૦૮ શ્રીતિલકાયિત મહારાજશ્રી પધાર્યા. પૂ.પા. પ્રથમેશજીએ મને આપશ્રીને શ્રીભાગવત-પૂજન કરાવવા આજ્ઞા કરી. મેં સપ્રશ્રય મારી શિથિલતા સ્વીકારી લીધી. "મને તો યાજનનો અભ્યાસ નથી. આપશ્રી અગ્નિહોત્રીજી છો, આપ જ કૃપા કરો!" સહૃદયતાથી આપે પૂજન કરાવ્યું, પૂ.શ્રી તિલકાયિતજીએ કર્યુ ! પૂજન પૂરું થયું! મેં વિનંતિ કરી, "હજી વિધિ અધૂરો છે, મધુરો હોવા છતાં!" આપે કહ્યું- "આપે તો વિધિ જ્ઞાત નથી, તેમ કહેલું! પછી આવી ખબર કેમ પડી ? મેં નિવેદન કર્યુ- "શ્રીભાગવતજીમાં સુયજ્ઞજીનાં પત્ની દક્ષિણા કહેલાં છે, તેથી દક્ષિણા વિના યજ્ઞ અધૂરો

ગણાય!" બધા નિર્મલતાથી ખડખડાટ હસી પડ્યા ! ધર્માચાર્યજીએ તેમના યજમાનની સહયોગ- સ્નેહ- દક્ષિણા સ્નેહથી સ્વીકારી લીધી!

એક વખત મુંબઈ રામબાગમાં શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવ પ્રસંગે શ્રીષોડશગ્રંથ-પ્રવચન ચાલે! પૂ.પ્રથમેશજીએ ખૂબ શ્રમ લઇને, પ્રચાર-પ્રચાર-હેતુથી, શ્રીમહાપ્રભુજીની ટપાલ ટીકીટો પ્રસિદ્ધ કરાવેલી ! કેટલાક ભાવુક વૈષ્ણવોએ આવી ટીકીટો પર લોકો થૂંક પણ લગાડે, સ્ટેમ્પ લગાડે, ફાડે તો શ્રીમહાપ્રભુજીની અવજ્ઞા થાય,- તેમ વિરોધ જગાવ્યો! મને સાથ દેવા કહ્યું. હું સંમત થયો, પણ તેમની રીતે નહિ, વૈષ્ણવોચિત-રીત મેં કહી કાળી પટ્ટી ઉત્સવે આપણાથી ન પહેરાય, આપણે સેવક છીએ - શ્રીમહાપ્રભુજીના ! કેશરી જ શોભે! કરીએ કેશરીઆં! આરંભ મારાથી કરો. પહેલો ફાળો મારો! રકમ એકઠી કરીને બધી પ્રકાશિત ટીકીટો એક સાથે જ ખરીદી લઇને, શ્રીયમુનાજીમાં પધરાવી દઈએ. આપણો તો સમર્પણનો- ન્યોછાવરીનો માર્ગ છે!"

વાત જાણીને પૂ. પ્રથમેશજી મહારાજશ્રી પ્રસન્ન થયા. તે દિવસે અદ્ભૂત- દાર્શનિક પ્રવચન કર્યું. વ્યાપક બ્રહ્મ ન છુવાય, ન તે અવજ્ઞાત બને, મેધાને મુંઝવતું મંજુલ નિરૂપણ કરી દીધું! બીજે દિ' મેં કથામાં વિનંતી કરી, બ્રહ્મ તો ન છુવાય, શ્રીમહાપ્રભુજીની જોડ તો છુવાય! મોહના- ભંગીની ખાંધે ખેલતા શ્રીનાથજીને ગોવિંદસ્વામીએ ગોવિંદકુંડમાં ઝબોળેલા ! વાર્તા પ્રસિદ્ધ છે. આપ સ્વાભાવિકતાથી ઉગ્ર તો થઈ ગયા, પણ વ્યગ્ર ન થઈ ગયા! બીજે દિ' ટીકીટના ઉદ્ઘાટન માટે રાજ્યપાલ આવ્યા! મંત્રીઓની ઈચ્છા હતી, પૂ.મહારાજશ્રી તેમનું સ્વાગત કરે, માલા પહેરાવે ! મેં નમ્રતાથી નિષેધ કર્યો, "મારા આચાર્યવંશજ તેમ ન કરે! રાજ્યપાલ તો માત્ર પદ છે, પરંપરા નથી! રાજ્યપાલ આચાર્યને માલા ધરે !" મંત્રીઓએ મહારાજશ્રીને પૂછ્યું- "આપ શું કરશો?" આપે સગૌરવ કહી દીધું- વિદ્વત્સમ્માન એ આચાર્યકાર્ય છે. હું મારા શાસ્ત્રીજીને માલા પહેરાવીશ! અને તે સમારંભમાં આપે પોતે સામે પધારીને પોતાની પ્રસાદીમાલા મને કૃપાવાત્સલ્ય વરસાવતાં સાગ્રહ પહેરાવી દીધી! આ તો સરલ સ્વાન્ત: સૂરિશિરોમણિ ધર્માચાર્ય જ કરી શકે! માન લેવું તો સ્વાભાવિક છે, માન દેવું તે તો હૃદયવિશાલતા છે.

ભોપાલમાં કથાપ્રસંગે પૂ.પ્રથમેશજી, પૂ.શ્યામમનોહરજી, પૂ.રઘુનાથલાલજી પધાર્યા. મેં સ્વાભાવિક સમાદરમાં પ્રત્યુત્થાન- ચેષ્ટા કરી, તરત જ સૌએ સ્પષ્ટ કહી દીધું., नोत्थातव्यं नोत्थातव्यम्। संप्रति भवन्तस्तु व्यासपादः। व्यासोऽस्माकं गुरुरित्याचार्याज्ञा । ન ઉઠવું જોઈએ, ન ઉઠવું જોઈએ. અત્યારે આપ વ્યાસ ચરણ છો. વ્યાસ અમારા ગુરુ છે. તેમ શ્રીમદાચાર્યચરણની આજ્ઞા છે. આપ સૌએ સસ્નેહ સાદર શ્રીભાગવત પૂજન-શ્રીવ્યાસપૂજન સંમુખ ઊભા રહીને કર્યું, શાસ્ત્રની સ્પષ્ટ સમજ અને આચાર તો

સૂરિવર્યોમાં સંભવે! સરલસ્વાન્ત: આ ધર્માચાર્યોએ વિકૃતપ્રથાને અટકાવી. અકારણ ઉદ્વેગ કરાવતા અકાંડ-તાંડવ જેવા, અનેક આધુનિક વિચિત્ર અનુભવોમાં આવાં સન્નિષ્ઠ સંસ્મરણો હૃદયસ્પર્શિ સંવેદનો જગવે છે.

વસાઈ-દાભડામાં કથા-પ્રસંગ! શ્રી નટવરભાઈને ત્યાં! તેમણે વૈદિક-મંત્રોથી શ્રીભાગવત-પૂજનનો મનોરથ તેમના કુલગોરને કહ્યો. વિચારશિલ વિપ્રે મને પૂછ્યું મેં સોપવીતને તેવો અધિકાર હોવાનું કહ્યું. બીજે દિ' પૂ. પ્રથમેશજી પધાર્યા. પોતાના સેવકનો મનોરથ પૂરવા આપે મને બોલાવ્યો. ખૂબ સ્નેહથી અનેક ચર્ચાઓ થઈ. અનુપવીતને વેદમંત્રથી પૂજનાધિકારનો નિર્ણય પહોંચાતું નહિ! મેં વિનંતિ કરી- "આપ કહો," હું આચાર્યરૂપે આજ્ઞા કરું છું, "તો હું સ્વયં પૂજન કરાવું!" સરલસ્વાન્ત: ધર્માચાર્યે તેમ આજ્ઞા ન જ કરી!" બીજે દિ' કથામાં પધાર્યા! સ્નેહસંતપ્ત શબ્દો મને કહ્યા! મને આપના સરલસ્વાન્ત: વ્યવહારથી હસવું જ આવી ગયું! મને હસતો જોઈને આપ ખડખડાટ હસતાં કહે, આમને હસતા જોઈને ગુસ્સો હવામાં ઉડી જાય છે, હસવું આવે છે!" સન્નિષ્ઠ ધર્માચાર્યે પોતાના સેવકને પછી વ્રાત્યસ્તોમ કરાવી, યજ્ઞોપવિત સંસ્કાર કરાવ્યા, પછી જ વેદમંત્રથી પૂજનાધિકાર દીધો! તે ભદ્ર સેવક શ્રી.નટવરભાઈ, આજની આં.રા.પુ.મા. પરિષદના અધ્યક્ષ આજે તેના સાક્ષી છે! સરલતા- સન્નિષ્ઠા- સ્નેહની સુભગ ત્રિવેણી- એટલે પૂ. શ્રી પ્રથમેશજી!

સંપ્રદાય- પ્રચાર અને સંગઠન તો આપનાં જાણે જીવનધ્યેય હતાં! સોમયાગની સુષુપ્ત-સ્વકુલ-પરંપરાને આપે પુનર્જીવન દીધું- જાગૃત કરી! આચાર્યોચિત સ્વસેવક સાધન આપે કરી દીધું! વિપ્રને આવશ્યક આ સત્કર્તવ્યથી પ્રચાર-સંગઠનને વેગ આપવા અવિરત આમાસો આપે કર્યા. નાવીન્ય-પ્રિય પ્રજાને નૂતન- કર્મમાર્ગ પ્રવર્તક રૂપે દર્શન દીધાં! - શ્રીમહાપ્રભુજીનું (શિલાવિગ્રહ)- સ્વરૂપ સિદ્ધ કરાવીને આપે પ્રસાદ- ઘેલી પ્રજાને યથાર્થ શાસ્ત્રસેવન-પ્રસાદનો દિવ્ય પ્રકાશ-પ્રકાર દર્શાવી દીધો. સંયોગ રૂપ સેવા પ્રકારમાં પ્રચાર-પ્રસારમાં અનેક વિકારો દેખાતાં, આપે વિપ્રયોગ રૂપ કથા-પ્રકાર દ્વારા યથાર્થ સિદ્ધાંત પ્રચાર-પ્રસારનો સુભગ પ્રયત્ન કર્યો. આદિવાસીઓને પણ પાવન કરવા માટે પુષ્ટિમાર્ગની પુનીત પરિમલ-પરંપરાને મધ્યપ્રદેશના ઝાબુવા વગેરે અનેક સ્થળે પ્રસરાવી, પલ્લવિત કરી. પરિષદને પ્રાણવાન્ સક્રિય રાખવા માટે આપે તેમાં પ્રાણ સિંચ્યા! એક ક્રાન્તિકારી, યથાર્થ, તત્વદ્રષ્ટા આચાર્યરૂપે સ્વાનુભવે આપે પરિષદના પ્રમુખાદિ-સ્થાને સક્રિય વૈષ્ણવો રહે, સંવિધાન કરાવ્યું. યુગદ્રષ્ટા રૂપે સરલ સ્વાન્ત: સૂરિશિરોમણિ ધર્માચાર્યનું આ નિર્મત્સર નિર્મમ પદાર્પણ હતું! લાભપૂજાર્થ- પરાયણ તો આપ ક્યારેય થતા જોયા- જાણ્યા નથી! સંપ્રદાયના હિતમાં આપ તન-મન-ધન-સ્વજનથી સમર્પિત જીવનવ્યવહારના આગ્રહી-આચારશીલ આચાર્ય હતા!

ભારતીય સંસ્કાર- શાસ્ત્રસિદ્ધાન્ત- સંસ્કૃતિના સંરક્ષણ અને સંવર્ધન માટે આપ વેદભવન- ગોશાલા વગેરે માટે પણ સતત પ્રયત્નપરાયણ હતા. ગોવધ-નિવારણ માટે આપે અનેક આંદોલનોમાં સક્રિય ભાગ લીધો હતો.

પુષ્ટિમાર્ગની ગરિમા વધારવા માટે આપે કુંભમેળાઓમાં પધારીને- વિરાજીને- નિવાસાદિ કરીને એક સુંદર સત્પ્રથાને જગાડી !

વિદ્વાન્ જાણે વિદ્વાનના પરિશ્રમને તો! આપની કુલપરંપરાનુરૂપ વિદ્વત્સમ્માન પણ આપ હંમેશાં કરતા- કરાવતા હતા ! ચોપાટી પર પંચશતાબ્દી પ્રસંગે આપે તેનો સ્તુત્ય આરંભ કરેલો.

વેદાધિકાર-રહિતને પુષ્ટિદીક્ષાથી પાવન કરીને, "શ્યામદાસ" આપે બનાવેલ, આજે પણ સંપ્રદાયસેવારત છે. શ્રીમહાપ્રભુજી- શ્રીગુસાંઈજીની પરંપરા જાણે જાગૃત થઈ! આવા તો અનેક સ્વાનુભૂત પ્રસંગો હૃદયમાં સ્પર્શતા સ્મૃતિમાં ઉભરાય છે ! શી શી સંભારું ને પૂજું પુણ્ય વિભૂતિઓ ;

"પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે !"-સૂક્તિ સ્મરું છું- કોઈ કવિજનની! સરલસ્વાન્તઃ, સૂરિશિરોમણિ, સદ્ધર્માચાર્ય પૂ.પા.ગો.૧૦૮ શ્રી રણછોડલાલજી મહારાજશ્રી પ્રથમેશજીને સ્નેહ-સભર-સ્વાન્તઃથી સ્મરતાં, વંદતાં, વિરમું છું.

સ્મૃતિ-ગ્રંથમુદ્રણ સમાપ્ત થવામાં છે, તેવો પત્ર મળતાં જ, વિદેશ કથા પ્રવાસમાંથી આવીને તરત, રાત્રે ખૂબ શીઘ્રતામાં, હૈયે તેવું હોઠે- હાથે- કરતાં, આ સ્વલ્પ શબ્દસુમન- સ્નેહાંજલિ આપના શ્રીચરણે નિવેદન કરતાં, સરલસ્વાન્તઃ સૂરિવર્ય સદ્ધર્માચાર્યજીની સ્નેહસાન્દ્ર સ્મૃતિમાં મન મગ્ન થઈ જાય છે. યાદ આવે છે- શ્રીગુસાંઈજીની ગૌરવગાથા,-

चित्याडीत्यं चेन्ननिगमगतिः साऽपि यदि न
क्रिया सा साऽपि स्याद्यदि न हरिमार्गे परिचर्यः ।
यदि स्यात्सोऽपि श्रीव्रजपतिरतिर्नेति निखिलै-
र्गुणैरन्यः को वा विलसति विना वल्लभचरम् ।।

**- નવનીતપ્રિય શાસ્ત્રી**
**નડિયાદ**

---

# પુષ્ટિમાર્ગ આપણા જીવનમાં પ્રગટ થવો જોઇએ

આજે તેવા સત્સંગના કે વૈષ્ણવના દર્શન પણ દુર્લભ છે. પહેલાં જ્યારે બે ભક્તો મળતા તો પ્રભુના ગુણગાન ગાતા અને આજે તો બે વ્યક્તિ મળી કે પ્રપંચ ચર્ચા શરૂ થઈ જાય છે. મુખ્ય ધર્મને ભૂલી પ્રપંચનું સ્મરણ મુખ્ય બની જાય છે તે કલિનો પ્રભાવ સ્પષ્ટ તરી આવે છે. મનની શુદ્ધતા ઓછી થઈ છે. શુદ્ધ ભાવથી ભક્તો સમક્ષ ચર્ચા પણ કરી શકાતી નથી. કોણ જાણે તે શું સમજી આડીઅવળી વાત કઇ રીતે રજૂ કરશે તેની કલ્પના પણ કરી શકાય નહીં. જ્યારે આવી સ્થિતિ હોય તો અંત:કરણમાં ભક્તિ અને ભાવના ક્યાંથી આવે.

કહેવાતા ભક્તોની સાથે ચર્ચા કરવામાં પણ વિચાર કરવો પડે છે. તેમ જ કોઈ પણ એવી વાતથી સાવધ રહેવું પડે છે કે ક્યાંય એકને સ્થાને બીજો આશય ન થઈ જાય.

મારા પ્રવાસમાં પ્રચાર કરતા મને પણ મનમાં તેવા ભક્તોના દર્શનની આશા રહેતી હતી. પણ તે તો પ્રભુ ઈચ્છાથી જ પૂર્ણ થઈ શકે છે. મારા પ્રયાસથી જો બને તો અહંકાર થાય તેના માટે જ શ્રીહરિએ તેવા ભગવદીયોના દર્શન ન કરાવ્યાં તેવું માનીને સંતોષ કરું છું. અનેક લોકો પૂછતાં હતા પણ તેમના અંતરમાં તેની ભાવના જ ન હતી એમ લાગતું હતું કે હૈયામાં શૂન્ય છે અને મનમાં ઉદ્વેગ છે. વાસ્તવિકતાને કોઈ આવરણ સંતાડી રહ્યું છે. કોઈ સ્થાને તેવા ભાવિક સમાજના પણ દર્શન થયા છે. છતાં તેમના વિશ્વાસ અને મહાન ભાવનાનો સદુપયોગ થતો નથી.

વલ્લભ સંપ્રદાયમાં શ્રદ્ધાતત્વ અનેરું છે અને જો તેનો યથોચિત ઉપયોગ થાય તો આજે સમાજ માટે તે અમૂલ્ય દાન આપી શકે છે. જ્યાં સુધી આજની વૈષ્ણવતાનો પ્રશ્ન છે તે સામાન્ય સ્તરની પણ નથી તો તેના યથાર્થનો અનુભવ ક્યાંથી થઈ શકે ?

જ્ઞાનની વાતો કરવાની પણ આજે એક ફેશન છે, પણ તેના થકી જ્ઞાન મળતું નથી. પોતાની મહત્તા અને વાંચન દેખાડવા માટે લોકો ચર્ચા કરે છે, પરંતુ તેને મનમાં સ્થાન આપતા નથી. મોટો પ્રશ્ન એ જ છે કે પ્રપંચની ભમરીમાં ભમતા લોકો તેને જ સુખ માની આનંદિત થાય છે. તેમને પરમાનંદ અને પ્રપંચનો તફાવત (ભેદ) દેખાતો નથી.

આવા લોકોથી દૂર રહી, પ્રપંચ, ચિંતન, ઓછું થાય તેમાં જ શ્રેય છે. આવી સ્થિતિમાં જો વધુ લોકોનો સંપર્ક થાય તો સરવાળામાં કંઈ મળવાનું નથી અને જે મળશે તે અહિત કરનાર હશે.

લૌકિક વાત કરવામાં પણ આવી સાવધાની રાખવાની ખાસ જરૂર છે. જો આપણે ત્યાં સાવચેતી નહી રાખીએ તો પ્રપંચ અને મિથ્યા સંભાષણનો એવો રસ લાગશે કે પછી વાસ્તવિક વસ્તુને ઓળખી પણ નહીં શકાય.

જેમ એક સિંહ શાવકને જન્મ આપી તેની માતા નિર્ભય થઈ જાય છે. તેમ જ પુષ્ટિમાર્ગને હૃદયથી ચાહનારા આચારવાન ભગવદીયને ઉત્પન્ન કરી આ સંપ્રદાય પણ નિર્ભય થઈ શકે છે.

ગોસ્વામી શ્રી શ્યામ મનોહરજીએ રાજકોટના પ્રવચનમાં એક અત્યંત મર્મસ્પર્શી વાત કહી હતી કે પુષ્ટિમાર્ગ આપણા જીવનમાં પ્રગટ થવો જોઈએ.

ગો. પ્રથમેશજી

## પરિષદના સંગઠનની જરૂર શા માટે ?

અખિલ ભારતીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદની ટીકા અને તેના પર આડકતરી રીતે પ્રહારો કરવામાં આચાર્ય બાળકો અને વૈષ્ણવ સજ્જનોએ ઘણી દયાદ્રષ્ટિ કરી છે. આવી આલોચનાથી પરિષદને પ્રેરણા આપવાનું મહાન કાર્ય આશીર્વાદની સાથે આત્મીયતા સીવાય થઈ શકે નહીં, એ તદ્દન સત્ય હકીકત છે. મનોવૈજ્ઞાનિક દ્રષ્ટિએ જોતાં સાધારણ રીતે સમજી શકાય કે પરિષદ પ્રત્યે કોઈ દુર્લક્ષ સેવતા નથી. આ એક સાચી સફળતા છે. જેના ઉપર અંતરથી વિશ્વાસ કરી શકાય છે.

છતાં પ્રશ્ન થાય કે જ્યારે દુર્લક્ષ નથી સેવતા તો ટીકા કરવી કે આલોચના કરવાનો શું અર્થ છે? આ પ્રશ્ન અંગે ગંભીરતાથી જોતાં એમ જણાય છે કે પોતાની ક્રિયાશક્તિ અને આત્મવિશ્વાસના અભાવમાં જે સક્રિય સહયોગ આપવો જોઈએ તે કર્તવ્ય સમજીને આપવાની ભાવના હજુ ઉત્પન્ન થઈ નથી. તેમ જ સ્વધર્મનિષ્ઠામાં અહંકારની બાધા, સ્વમાનના ઓઠા હેઠળનું કાર્ય કરે છે જ્યારે આવી સંસ્થામાં પારિવારિકા વાક્યો.

"ભાર્યાદીનાં તથાન્યેષાં અસતશ્ચાક્રમ્ સહેત્ "

(પોતાના પરિવાર કે અન્યજનોના ખોટા આક્રમણ સહન કરવાં) આ બોધવાક્યનું સતત સ્મરણ કરવાની ખાસ જરૂર છે, આ વાત આજે સદંતર ભૂલાઈ ગઈ છે.

હવે પ્રશ્ન થાય છે કે તો પછી આલોચનાના જવાબની શું જરૂર છે? આ પ્રસંગમાં ચિંતન કરવાનું કારણ એટલું જ કે, પરિષદના પ્રત્યે થતી અણસમજણને દૂર કરી શકાય, આચાર્યશ્રીની

'પ્રતિકારો યદચ્છાત'

પ્રતિકારનો માર્ગ મળે તો આગ્રહપૂર્વક ખોટું કષ્ટ સહન ન કરવું ત્યારે આજે

ગેરસમજથી થતા સામાજિક કષ્ટને દૂર કરવાની આપણી વિચાર કરે તેવી જ ભાવનાથી વલ્લભધર્મ સિદ્ધાંતો ઉપર પણ થતાં આક્ષેપોના ઉત્તર આપવા અનિવાર્ય છે.

આવી પરિસ્થિતિમાં એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે ટીકાનો જવાબ આપતી વખતે અને ત્યાર પછી પણ મનમાં વ્યક્તિના પ્રત્યે જરાય દુર્ભાવનાનો અંશ પણ રહેવો ન જોઇએ. ધર્મનું આ જ સ્વારસ્ય આપણા માર્ગમાં પ્રધાન છે.

તેમ છતાં લોકો આવી સમાલોચનાથી વૈયક્તિક સ્તરની નિમ્ન કક્ષાએ ચાલ્યા જાય તો તે એક માનસિક હીનભાવના જ છે; જેને સ્નેહથી દૂર કરી શકાય છે. જો ભગવદિચ્છાથી સંસ્થા પ્રત્યેનો ભ્રમ દૂર થાય અને સંગઠિત થઈ વલ્લભીય સૃષ્ટિ શ્રમશક્તિ અને સંપ્રદાયનો સેવાર્થ વિનિયોગ કરે તો આજે આપણા માર્ગની અનેક વ્યક્તિગત અને સામાજિક સમસ્યાઓનું સમાધાન થાય એટલું જ નહીં. આપણો સમાજ આધુનિક પેઢીને સાચુ, સરળ અને સરસ માર્ગદર્શન આપી શકે છે. જે કાંઈ છૂટીછવાઈ પ્રવૃત્તિઓ થઈ છે; તેનો અભ્યાસ કરતાં સ્પષ્ટ જણાય છે કે તેનો બરોબર સદુપયોગ થઈ શક્યો નથી કે જેનાથી સંપૂર્ણ માર્ગને લાભ થયો હોય આથી વિપરીત કાર્ય કરવા છતાં હાનિ વધુ પ્રમાણમાં થઈ છે.

આવા અનેક દાખલા આપણી સમક્ષ છે. જેનાથી એ ખ્યાલ આવી શકે છે કે પ્રકાશન સંસ્થા અને ટ્રસ્ટો હોવા છતાં આજે સંપ્રદાયનું સાહિત્ય અને તેને સમજવા માટે યોગ્ય કેન્દ્રનો અભાવ જ છે. પાઠશાળાઓ પણ બંધ થઈ ગઈ છે અથવા બીજા રૂપોમાં ફેરવાઈ ગઈ છે. નાથદ્વારા જેવા સમૃદ્ધ સંસ્થાને જોવાથી એમ જ લાગશે કે ત્યાંથી ઘોષણા ઘણી થઈ છે, પણ સંપ્રદાયના સાહિત્ય અને પ્રચાર માટે કે સંરક્ષણ માટે કોઈ પણ નક્કર પ્રયાસો થયા નથી. શ્રી મધુસુદન શાસ્ત્રીએ 'અનુગ્રહ' માં આ પ્રત્યે લક્ષ દોર્યું છે; છતાં તેની તો શું તેથી વધુ આકરી ટીકાની પણ કોઈ અસર જોવા મળતી નથી. ક્યારેય જો પ્રયાસ થયો તો પણ તેનો પ્રભાવશાળી ઉપયોગ સંપ્રદાયના હિતમાં થઈ શકશે કે કેમ તે પણ એક પ્રશ્ન છે. આ બાબત પ્રાચીન ઈતિહાસને જોતાં વધુ સ્પષ્ટ થઈ જશે.

સંપ્રદાયમાં માસિકપત્રોની દયનીય સ્થિતિ અને પ્રકાશન પ્રત્યે ઉદાસીનતાથી વૈષ્ણવોને પ્રમાણિક સાહિત્ય મળી શકતું નથી અને જ્યાં પ્રાપ્ત થાય છે તે છુટક રૂપમાં પ્રાપ્ત થવાથી તેનો પૂરતો લાભ મળતો નતી. વલ્લભ સંપ્રદાયની સમજ આપવા માટે 'વૈષ્ણવવાણી' એક માસિક ગુજરાતીમાં યોગ્ય પત્રિકા ગણાય; છતાં તેમાં અદ્યતન રજૂઆતની અપેક્ષા છે. ધાર્મિક સાહિત્યમાં તો સંપૂર્ણ મૌલિક સાહિત્ય અને વાદગ્રંથો પણ વાંચનારાઓ માટે અપ્રાપ્ય થતા જાય છે.

જ્યાં જૂઓ ત્યાં ધોળપદ સંગ્રહના ધોળજ ગવાય છે. તેમાં પણ સૈદ્ધાન્તિક ધોળ અને બીજા કાવ્યોનો સમાવેશ થતો નથી.

આચાર્યશ્રીની બેઠકો માટે ઘણીજ ચળવળ ઉપડી હતી, પણ તેમાં વ્યવસ્થિત સ્વરૂપના દર્શન થયા નહીં; તેમજ કઈ બેઠકમાં શું કાર્ય કરવું અને ત્યાંના વિકાસ બાબત કોઈ વ્યવસ્થિત રૂપરેખા બની કે નહીં. જે પ્રશ્ન અંગે આટલો ઉત્સાહ હતો તે પણ ધીમે ધીમે ઓસરતો ગયો.

આજની સ્થિતિમાં વિદ્વાન પ્રચારકો અને કાર્યકર્તાઓની અછત સ્પષ્ટ તરી આવે છે, નિષ્ઠાના ભાગલા અને સમાજના વિગઠનથી આપણા સામાજિક શરીરના પણ ભાગલા પડવા લાગ્યા છે તે પણ એવી કક્ષાએ પહોંચી ગયા છે કે તેમને સાંધવાનું કાર્ય અશક્ય બનતું જાય છે.

આ જ પ્રમાણે ટ્રસ્ટોની હકીકત છે. જેમ જેઠાનંદ આસનમલ, રૂપસી માધવજી અને બીજા ટ્રસ્ટો પુષ્ટિમાર્ગીય હિત સાધન માટે બન્યાં તેમ જ બનતાં જાય છે. છતાં તેનો પ્રત્યક્ષ કે પરોક્ષ લાભ ધર્મને વ્યવસ્થિત રીતે મળી શક્યો નહીં. અને આજે આવાં સંસ્થાનો પણ ગળે પડી જાય તેવા થઈ ગયા છે. તેમ જ નવી હવેલી અને મંદિરોની સ્થાપનાના મોજામાં સેવા સદાચાર કે સિદ્ધાંતોની રક્ષા કે રજૂઆતની પ્રણાલીના સ્થાને એક વ્યવસાયિકતા જ ઝળકે છે આ રીતે સંગઠનના અભાવમાં વહેંચાયેલા કાર્યકરોની શક્તિ અને દ્રવ્યના દુરૂપયોગ સાથે ભક્તિના સદ્દઉદ્દેશ્યો પાછા પડી ગયા છે.

આવી અનેક પરિસ્થિતિ અને પ્રશ્નોના ઉકેલમાં એક જ વિકલ્પ છે કે આપણે વૈષ્ણવ પરિષદને જ સમર્થ સંસ્થા બનાવી તેના દ્વારા એક ધ્યેયલક્ષી પ્રણાલિકા અપનાવીએ; તો જ આપણા વિશાળ માર્ગનું રક્ષણ થઈ શકશે. આ સંગઠન સેવાભાવી લોકોના ત્યાગ અને સમર્પણથી જ સમર્થ બનશે. મૂડીવાદી કે અહંવાદીઓથી આ કાર્ય થશે નહીં, તેમ જ ધર્માચાર્યો કે બાળકો પણ આવા મંચ ઉપર એકત્ર થાય તેવી આશા આપણે રાખવી જોઈએ નહીં; જ્યારે આપણા કાર્યમાં સદભાવ અને વ્યવસ્થા બંનેનો સમાવેશ થશે ત્યારે આચાર્યો અને વિદ્વાનો આકર્ષાશે. આ જ સુધી પરિષદની પ્રગતિ રુંધાવાનું એકમાત્ર મુખ્ય કારણ પરિષદના પોષકો અને કાર્યકરોની એકનિષ્ઠાનો અભાવ તેમ જ બાળકોએ અને કહેવાતા મહાનુભાવોએ ઉત્પન્ન કરેલી ભ્રમણા જ છે. તેથી જ સાથે નાણાંનો અભાવ સિદ્ધાંતને અનુસરવાથી થયો અને તેમાં પૈસાપાત્રોના આકર્ષણ જેવું નાણાં સિવાય કાંઈ હતું નહીં. તેથી ઘણી ગતિવિધિઓ બંધ કરવી પડી.

આજ સુધીના અનુભવમાં જે મિથ્યાભાષણ અને વ્યવહાર જનસંપર્કથી વૈષ્ણવ જગતમાં જોવા મળ્યો, તે ઘણો જ વિચિત્ર હતો. ધાર્મિક વાત કરવાની કે કહેવરાવવાની બધાને હોંશ હોય તેવું લાગે પછી સ્વધર્મ સેવા કે અન્ય કાર્યોમાં સ્પષ્ટતા ન જ હોય.

તેવી સ્થિતિ તો અવારનવાર અનુભવાતી હતી; જ્યારે આજના યુગમાં બધી સંસ્થાઓ સંગઠનની મહત્તાને સ્વીકારે છે ત્યારે મનસ્વી આચારવાન વૈષ્ણવજનો અને તેમના કર્ણધારો વિગઠનમાં વિશ્વાસ કરે છે આ જોતાં ઘણો જ ખેદ થાય છે.

સંગઠન માટે બોધપાઠ મુસલમાનોથી લેવો જોઈએ, જેની આસ્થા ધર્મ પ્રત્યે સાચી હોવાથી જ તે 'મુસલ્લમ્ ઈમાન' કહેવાય છે; ત્યારે આપણે સાચા અર્થોમાં વૈષ્ણવ બનીને સ્વધર્મની સેવા માટે સંગઠન કરીને આપણા ધાર્મિક અમૂલ્ય સ્વરૂપ અને વિશેષતાની રક્ષા કરીએ તો જ આજના યુગમાં સદાચાર અને માનવતા જળવાઈ શકશે. નૈતિકતાનો પણ આ જ આધાર છે. સંગઠનમાં જે બાધક તત્ત્વો છે, તે જ ભગવત સેવા અને સ્વધર્મમાં પણ બાધા કરે છે તેને દૂર કરવા માટે.

**'અહંતા મમતા નાસે સર્વથા નિરહંકૃતો.'**

અહંતા મમતા છોડી સર્વરૂપે અહંકારનો ત્યાગ કરવાની આજ્ઞાનું જ આપણે મનન કરવું યોગ્ય છે. સેવા અને સમર્પણના માર્ગમાં જેમ અસ્મિતા અને સ્વાર્થની પ્રબળ ભાવના બાધક છે તેમ સંગઠનમાં પણ તેવી મનોવૃત્તિ બાધક જ છે. આવી અનેક ભ્રાંતધારણાએ જીવન અનેક સ્વધર્મને વિશ્રુતરૂપે ઉપસ્થિત કરે છે. જેમ એક પરિવારમાં બધું સહન કરીને પણ આપણે એકતા ટકાવવાનો સંપૂર્ણ પ્રયાસ કરીએ છીએ, તેવી જ રીતે સ્વધર્મના સંગઠનમાં પણ હાસ્યભાવ રાખી સેવા કરવા માટે સ્નેહપૂર્વક કાર્ય કરતા રહેવાની જરૂર છે.

આપણા સમક્ષ આજે કાર્યકરો, સેવાભાવનાવાળી વ્યક્તિઓ તેમ જ માર્ગના જાણકાર લોકોનો અભાવ થતો જાય છે. છતાં દુરાગ્રહી વૃત્તિને છોડી નથી શકતા તો પછી ધર્મરક્ષા કે નૈતિક જીવન માટે માત્ર વાતો જ પૂરતી નથી.

'પુષ્ટિમાર્ગ' તો એક જીવન દર્શન અને જીવનની પ્રણાલી જ છે. જેમાં ડગલે અને પગલે પોતાના પરમ પ્રેમાસ્પદ પ્રભુની સાથે જીવન સંકળાયેલું જ રહે છે. કેવળ વાતોથી ધર્મ થતો નથી. તેને વ્યવહાર અને વર્તણૂકમાં મૂકવાથી જ વૈષ્ણવતા આવે છે અને તેવા સ્નેહાત્મક સંગઠનમાં જ્યારે ગાળો પણ પ્રિય લાગે છે; આ કક્ષા સાધારણ લૌકિક સ્તરમાં પણ અનુભવાય છે. તો અલૌકિક, કલાત્મક આધિદૈવિક અને આધ્યાત્મિક દ્રષ્ટિબિંદુથી આવી વિગઠનની અસ્મિતા ભરેલી દુષિતવૃત્તિ ઉજ્જવળ ભક્તિમાર્ગીય સંગઠનમાં શા કામની છે? પુષ્ટિમાર્ગની શાસ્ત્રીય દ્રષ્ટિથી અતિસંકુચિત વ્યાખ્યા અને ભાવાત્મક ક્ષેત્રની સિદ્ધાંતવિરોધી માન્યતાથી આજે શ્રીમદ્ વલ્લભાચાર્યના વેદાંત અને અનુગ્રહ માર્ગને ઘણી હાનિ થાય છે. કેવળ નવી હવેલી કે મંદિરો ઊભા કરવાથી એક વ્યવસાયિક બુદ્ધિને પ્રોત્સાહન મળ્યું છે. પણ ધર્મની દ્રષ્ટિએ ત્યાં સેવા પ્રકાર જળવાઈ

શક્તો નથી. તેમ જ આવા સ્થાનોથી સિદ્ધાંત બોધ લેવાનો પણ અવકાશ નથી રહ્યો.

વહીવટનો શોખીન ધનિકોથી કે વર્ચસ્વ માટે દાન કે સેવા કરનારાઓથી પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોની રક્ષા કરી શકાશે નહીં. આમાં અખીલ ભારતીય સ્તરના સંગઠનની આવશ્યકતા અનિવાર્ય છે. જે સંસ્થા મધ્યબિંદુ અથવા મધ્યવર્તી અને વ્યવસ્થાનું કાર્ય કરે, જ્યાં સુધી સાથે સેવાભાવ નહીં આવે અને કેવળ 'સેવાકોહં'ન અન્યથાં' (હું સેવક છું, બીજો કોઈ નથી) આ માન્યતા કાર્યકરોમાં નહીં આવે ત્યાં સુધી સંપ્રદાયના ભાગલા અને આચાર્યોની અભિમાનવૃત્તિથી માર્ગની દશા છિન્નભિન્ન થઈ જશે. ભાવના અને શાસ્ત્રનો સમન્વય કરીને કર્તવ્યપરાયણ બનવા માટે આજે સમર્પિતાત્મા કાર્યકરોની જરૂર છે, તેવા લોકોને પરિષદ સંભાળી રાખે અને તેમને આત્મીયતા આપે તો જ માર્ગ માટે નક્કર કાર્યો થઈ શકશે. દુષિતભાવની દ્રષ્ટિથી ઉત્તમ સેવોપયોગી સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકે નહીં. જેમ દુત્ય વગેરેની સૃષ્ટિ કરી રૂદ્રને પણ રડવાનો સમય આવ્યો તેમ આવા કહેવાતા લોકોનો સમય પણ આવશે. જેના અંતરમાં વાસ્તવિક ધર્મનું આચરણ નથી; પર દેખાવ માત્ર જ છે. વ્યવહારમાં જે ખોટું બોલે છે અને તેનો સહજ રૂપથી લોકોને અભ્યાસે થઈ ગયો છે. તેવી જ રીતે ધાર્મિકક્ષેત્રમાં પણ આવી વૃત્તિ લોકો સેવે છે. જે સાક્ષાત્ કપટનું કોમળ રૂપાંતર માત્ર છે.

આ વૃત્તિ ગંભીરપણે અસર કરી ગઈ છે તેને દૂર કરીને ધાર્મિક જીવનને ક્રિયાત્મકરૂપ આપવામાં સતત અભ્યાસની જરૂર છે, તે અભ્યાસ આજે સાધુના સ્થળ સિવાય થઈ શકે નહીં. આજે આપણે વૈષ્ણવોને સ્વધર્મ સાચવવામાં મદદરૂપ થવાની જરૂર છે. આજે આચાર્ય બાળકો અને વિદ્વાનોની ગરિમા તેમજ આચાર રક્ષા અને પ્રશિક્ષણના સ્થળો નિર્માણ કરી તેમને યોગ્ય સન્માન સાથે ચિતસ્થાનોમાં રાખી તેમનાથી લોકોને ધાર્મિક મહત્તાનો બોધ કરાવવાની પ્રવૃત્તિ કરવી જોઈએ. આ કાર્ય વૈષ્ણવ સંગઠન વિના પૂર્ણ થશે નહીં.

આજે ધાર્મિક સુધારના નામે રૂઢિઓમાં પરિવર્તન કરવાની વાતો કરનારા લોકોએ પિતા, માતા, ભાઈ, બહેન, ગુરુ, શિષ્ય, પુત્ર વિગેરેના સંબધો બગાડી ભારતીય સંસ્કૃતિ ઉપર જ આ ઘાત કર્યો છે. આવી મનસ્વિતા અને અનાચારની વૃત્તિથી સમાજમાં શાંતિ અને અનુશાસન અને માનવતાની પરિકલ્પના કરવી હાસ્યાસ્પદ છે. એ કેવી અનેરી વાત છે કે અસત્ શિષ્ય સદ્‌ગુરુ શોધવા નીકળે છે અને તેમાં સાચી શિષ્યભાવના જ હોતી નથી. તેવી જ રીતે આજ્ઞા પ્રમાણનું કાપટ્ય અને અશુદ્ધ અંત:કરણનો ક્યાંય મેળ હોતો જ નથી. આજની આજ્ઞા માનવાની પરિભાષા પોતાની અનુકૂળતા ઉપર આધારિત છે. વાસ્તવિક ત્યાગ અને ધર્મ ભાવના અથવા સમર્પણ કે સ્નેહના સિદ્ધાંત ઉપર પ્રતિષ્ઠિત નથી. તેવી પરિસ્થિતિમાં આચાર્યોનું સંગઠન પણ નકામું જ છે, જ્યાં સુધી વૈષ્ણવ

સમાજમાં સંગઠન ભાવના સ્વધર્મને આધારે નહીં આવે.

આવા સંગઠનમાં શુદ્ધ ધર્મનિષ્ઠા અને નિર્મળ મનની ખાસ જરૂર છે; તેમાં પરિષદના ઉદ્દેશ્યોનું ચિંતન કરી તેને અનુસરતાં સમસ્ત પુષ્ટિમાર્ગીય સમાજના સંગઠનથી આવા વિશાળ સમાજને આપણે સંભાળી શકીશું. આમાં બીજી કલ્પનાઓ નકામી જ થશે. આખ્યાનની એક પંક્તિમાં 'હળીમળીને ચાલિયા ચરણાટ જ્યાં નિજધામ' આ શબ્દો આવે છે. આના ઉપર વિચાર કરીએ, તો જ્યાં સુધી વૈષ્ણવ સમાજ મળીને એક ધાર્મિક સંગઠન કે પરોપકારની સેવાવૃત્તિ સાથે પરોવાશે નહીં, ત્યાં સુધી નવરંગનાગર શ્રીપ્રભુના ભક્ત મનોરથ પૂર્ણ કરનાર સ્વરૂપનું સાક્ષાત્ થશે નહીં. આમ મનની વૃત્તિઓ ઉપર અંકુશ રાખીને ધર્મની સેવા કરી સ્વધર્મપાલન કરીશું તો જ ધર્મસ્વરૂપ પ્રભુની સેવાની પાત્રતા આવશે.

શ્રી વલ્લભાચાર્યના દર્શનની મહત્તા એ જ છે કે જેમાં વિરોધી ધર્મો અને વૃત્તિઓના આશ્રય પ્રભુ જીવન અને જીવના વિરોધાભાસ દૂર કરે છે, તેને દરેક વૈષ્ણવે સમજવાની જ માત્ર નહીં, આચારમાં મૂકવાની જરૂર છે. આપણે યથાશક્તિ આ પ્રતિજ્ઞા કરવી જોઈએ; તો જ ધર્મરક્ષા, વેદરક્ષા, તેમજ આત્મરક્ષા પણ થશે. ધર્મની સાથે રમત કરી પોતાની જાતને જ છેતરવાથી આત્મહાનિ થશે.

આજે બધાનું આ કર્તવ્ય છે કે સંગઠનથી શક્તિ, સદાચાર અને સદ્વ્યવહાર વધારે અને અનુચિત માર્ગનો સર્વથા પરિત્યાગ કરે. ધર્મની મશ્કરી કરીને ચારિત્ર્યની હાનિ કરનારથી જરાય ભય પામવાની જરૂર નથી. આવા લોકોમાં જે અનાચાર નિષ્ઠા છે તેનું પોષણ ધર્મની મશ્કરી કર્યા સિવાય થાય નહીં અને આજની રાજનીતિ અને સામાજિક વર્તુળોમાં પણ ધર્મને ખોટી રીતે બદનામ કરવાની પરંપરા સ્વાર્થ ઉપર પ્રતિષ્ઠિત છે કેમ કે ધાર્મિક જીવનની માન્યતાથી ભ્રષ્ટાચાર કોઈ પણ જાતનો ટકી શકે નહીં, તેમની યુવાશક્તિનો દુરૂપયોગ પણ ન થઈ શકે, તેથી આપણા ધર્મગ્રંથો અને વાર્તા આદિ સાહિત્યનું કુટુંબીજનો સાથે નિત્ય મનન કરવાની જરૂર છે. પરિષદ માટે આપણે નિષ્ઠાવાન થવાની જરૂર અનિવાર્ય છે.

આ લેખ ઉપરથી કદાચ કોઈ આચાર્ય કે વૈષ્ણવ રોષે ભરાય કે પૂર્વગ્રહથી વિચાર કરે છતાં પરિષદના કાર્યકરોને તો

"રોષદૃક્પાત્ સંપ્લુષ્ટ" રોષ દ્રષ્ટિથી આચાર્ય ભક્તોના દોષોને દૂર કરે છે તેવી જ ભાવના શ્રી પ્રભુચરણના નિર્દેશ પ્રમાણે રાખીને જ કાર્ય કરવાની ફરજ છે.

આશા છે બધા ધ્યાન આપશે. શેષ ભગવત કૃપા. ગો. પ્રથમેશજી

---

## અવિશ્વાસો ન કર્તવ્ય : સર્વથા બાધક સ્તુસ :

જ્યારે પરમ બળવાન હનુમાનજીને રાવણની આજ્ઞાથી મેઘનાદ પકડવા જાય છે, એ સમયે સર્વ શસ્ત્ર નિરર્થક- નિરૂપયોગી થઈ જાય છે અને સઘળા ઉપાયોની વ્યર્થતા દેખીને બ્રહ્મપાશનો પ્રયોગ કરીને હનુમાનને બાંધી દે છે. અહીં એ વિચારણીય પ્રશ્ન છે કે પરમ બળવાન શ્રી રામદૂત હનુમાનને મેઘનાદ જેવા નિષ્ઠાવાન રાક્ષસકુમાર બ્રહ્મપાશમાં જ બાંધવાની કલ્પના કેમ કરે છે. આ દ્રષ્ટાંતથી એ સ્પષ્ટ થઈ જાય છે કે બળવાન પુરુષ પણ સ્વધર્મના નૈતિક બંધન તોડી દે છે, તો એને વશમાં કરવાની શક્તિ કોઈ વિધિમાં કે વ્યક્તિમાં ન હોઈ શકે. શાસ્ત્રનું નિયંત્રણ તોડવાવાળાને શસ્ત્રના બળ દ્વારા વશમાં ન કરી શકાય. લંકેશ રાવણે જ્યારે અહંકારથી શસ્ત્ર અને શક્તિમાં વિશ્વાસ મૂકી શાસ્ત્રમાં નિષ્ઠા ગુમાવી, યજ્ઞ આદિ કરવા છતાં પણ નૈતિક બંધનોથી પર થઈ ગયો. જ્યારે તેની સામે બ્રહ્મપાશમાં બંધિત બનેલા હનુમાન ઉપસ્થિત થયા ત્યારે તેણે મેઘનાદ તથા રાક્ષસો પર વ્યંગ કરતા કહ્યુ કે આવા શક્તિશાળી વાનરને સૂતરના દોરામાં બાંધવો એ બુદ્ધિયુક્ત નથી. એને લોઢાની સાંકળમાં બાંધી દો અને એની પૂંછડીમાં આગ લગાડી દો. આ સમયે રાવણની દ્રષ્ટિ એ ન જોઈ શકી કે આ શક્તિશાળી વાનર સાધારણ સૂતનાં બંધન કેમ નથી તોડતો? જ્યારે એણે તો સશક્ત રાક્ષસો સાથે યુદ્ધ કરીને વૃક્ષ આદિને ઉખેડી નાખ્યા છે. એની આ લૌકિક વિવેકબુદ્ધિ શાસ્ત્ર શબ્દમાં અવિશ્વાસનાં કારણે થઈ. પરિણામે ધાર્મિક બંધનમાં સ્વેચ્છાથી બંધાયેલા શક્તિશાળી પરમ રામભક્ત હનુમાન લોઢાના બંધનોમાંથી મુક્ત થઈ લંકાને સળગાવવામાં કારણરૂપ બન્યા. આ પ્રકારે ધર્મમાં અવિશ્વાસ કરનાર વ્યક્તિ, નૈતિક શિક્ષા અને શિષ્ટાચારને નાતે સમાજમાં નિયંત્રણ લાવવા ચાહે છે, જેના દ્વારા સમાજ અને સમગ્ર માનવતા દુ:ખી થાય, તો આશ્ચર્યની વાત નથી. અત: શ્રી વલ્લભાચાર્યે ધાર્મિક જીવન અને દાર્શનિક વિચારોને સમાન મહત્તા અને પ્રધાનતા આપી; સ્વધર્મમાં નિષ્ઠા રાખવાની સલાહ આપે છે. આચાર્યશ્રીના અનુગામી વિદ્વાન આચાર્ય પણ સ્પષ્ટ શબ્દોમાં એ જ કહે છે કે આપણે ક્યારેય પણ અવિશ્વાસ કરવો જોઈએ નહિ; કારણ કે જે રીતે અવિશ્વાસ ધાર્મિક દ્રષ્ટિ અને ભગવત્સેવામાં વિઘ્નરૂપ છે, તે પ્રકારે વિચાર, ગૃહસ્થ, વ્યક્તિ, સમાજ અને વ્યવહારમાં પણ વિઘ્નરૂપ થશે. આ અવિશ્વાસની ભાવના પ્રત્યેક વ્યક્તિને ઉદ્વેગી અને કપટી બનાવશે. આ અવિશ્વાસ સત્યનિષ્ઠામાં જ નહિ જીવનમાં પણ વિઘ્નરૂપ છે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં આ તથ્ય સ્પષ્ટ કરતાં અર્જુનને પણ ભગવાન આ જ ઉપદેશ આપે છે.

## શ્રધ્ધાવાનને જ જ્ઞાનપ્રાપ્તિ થાય છે

શ્રદ્ધાવાનને જ જ્ઞાનપ્રાપ્તિ થાય છે. અહીંયા જ્ઞાનથી શ્રદ્ધાપ્રાપ્તિનું મહત્વ નથી, કારણ કે અવિશ્વાસથી મેળવેલ જ્ઞાન અને નિષ્ઠા બંને અંતે ઘાતક છે.

ગો. પ્રથમેશજી

———*———

# સંશયાત્માનો વિનાશ થાય છે

સંશયાત્માનો વિનાશ થાય છે. એ વાક્ય દ્વારા અર્જુનને આપેલ સંદેહરહિત નિષ્ઠાથી જ્ઞાનપ્રાપ્તિનો ઉપદેશ, ધાર્મિક હોવા છતાં પણ વ્યવહારિક જગતમાં સફળ અને નિર્વિવાદ રૂપથી ઉપયોગી થાય છે. આચાર્ય શ્રી વલ્લભને વિશ્વાસ અને અવિશ્વાસથી બંનેના દ્રષ્ટાંત દ્વારા પ્રભુ આશ્રયે રહેનાર વ્યક્તિને ભગવદીય જીવનની વિશેષતા સંક્ષેપમાં સમજાવી છે. વિશ્વાસનું દ્રષ્ટાંત આપતા, શ્રી વલ્લભ ચાતક પક્ષીનું ઉદાહરણ આપે છે. પક્ષી મનુષ્યથી સાધન અને બુદ્ધિથી કોઈપણ પ્રકારે ઉચ્ચ નથી. આ લોકવિશ્વાસ છે કે ચાતક પક્ષી ફક્ત સ્વાતિ નક્ષત્રનું જ જલ પીએ છે. આ ચાતક પક્ષીની દ્રઢ નિષ્ઠા અને વિશ્વાસનું પ્રતિફળ તેને જડ મેઘમાલા દ્વારા અવશ્ય મળે છે. એક પક્ષીના આત્મવિશ્વાસની, જડ મેઘરાશિ પર આવી પ્રતિક્રિયા થઈ શકે તો, મનુષ્યના વિશ્વાસની પ્રતિક્રિયા તેના જીવનમાં થઈ શકે નહિ, એ કહેવું ગંભીર ચિંતનયુક્ત સંગત નથી, સાથે અવૈજ્ઞાનિક પણ છે. તેથી સ્વધર્મનું આચરણ વિશ્વાસ સાથે કરવાથી જ આપણા જીવનમાં દ્રઢ આત્મબળ પ્રાપ્ત થશે. વર્તમાન યુગમાં પણ મનોબળથી દ્રઢતાના એવા સશક્ત પ્રમાણ મળે છે, કે મનુષ્ય પોતાની માનસિક શક્તિને કેન્દ્રિત કરીને હાથ લગાવ્યા વગર લોખંડની બહુ મોટી લાકડીને વાળી દે છે. આ ઘટના પશ્ચિમના દેશોનાં સમાચારપત્રમાં પ્રકાશિત કરી ચૂક્યા છે. એક ભૌતિકવાદી વ્યક્તિનું આટલું દ્રઢ મનોબળ ચિંતન દ્વારા બની શકે છે ત્યારે સંપૂર્ણ વિશ્વાસ સાથે ધર્મનું ચિંતન માનવીને દુર્બળ કઈ રીતે બનાવી શકે? જે વ્યક્તિએ રાજનીતિ અને ભૌતિક વિજ્ઞાનના દુષિત ચશ્મા પહેરેલા છે તેઓએ અને અવિશ્વાસથી પીડિત સામાન્ય જનતાએ આ બાબત પર ગંભીર વિચાર કરવો જોઈએ. શ્રી વલ્લભાચાર્યએ સ્વધર્મની બે પ્રકારની વ્યાખ્યા કરી છે. પ્રથમ સ્વધર્મનો અર્થ દેહધર્મ છે અને બીજું આત્મધર્મ છે. તુલનાત્મક રૂપથી આ બંનેની મહત્તા દરેક વ્યક્તિ માટે હરહંમેશ રહે છે. જે લોકો એનુ મહત્ત્વ સ્વીકાર કરવામાં ઓછું યા વધારે, ઊંચ યા નીચ આ દ્રષ્ટિથી વિચાર કરે છે, તેઓને ધાર્મિક મહત્ત્વના સ્થાન પર વિષમતાનો જ બોધ મળે છે. પોતાના સ્થાન પર બંનેનું સમાન મહત્ત્વ શ્રી વલ્લભાચાર્યનું દ્રષ્ટિબિંદુ ન્યૂનાધિકરૂપથી વિચાર કરવાની અપેક્ષા ભગવદ્ ધર્મ માનીને શ્રદ્ધા તથા વિશ્વાસથી કરવું અધિક શ્રેયસ્કર છે. જ્યાં સુધી આપણે દેહધર્મ અને અધ્યાસ જે અવિદ્યાને કારણે આપણને ઘેરીને રહે છે ત્યાં સુધી આત્મધર્મની વિશેષતા હોવા છતાં પણ દેહધર્મ જ સ્વધર્મ છે. આ દેહધર્મનું વિધિસર પાલન કરવાથી જ, આપણું આચરણ વિવેક દ્વારા નિયંત્રિત રહે છે.

જે વ્યક્તિ ધર્મ દ્વારા પોતાના આચાર અને વિચારોમાં સમતોલ વિવેક નથી રાખતો, તેનું પતન પણ એ રીતે થાય છે. જે રીતે સમતોલન બગડવાથી ઊંચાઈ અથવા

વાહનમાંથી વ્યક્તિ પડી જાય અને અથડાય છે. આ જ પરિસ્થિતિ આપણા સામાજિક ટક્કરની છે, જેનો આપણે દરરોજ અનુભવ કરીએ છીએ. આજે જે ધાર્મિક વ્યકિત અને સમાજમાં દુસંગતિ દેખાય છે, તેનું મુખ્ય કારણ આપણી કૃત્રિમ ધર્મનિષ્ઠા અને ધર્મની વ્યવસાયી બુધ્ધિ છે. શ્રી વલ્લભાચાર્યએ પોતાના પરમ વિદ્વાન શિષ્ય શ્રી પદ્મનાભદાસને આ જ સંદેશ આપ્યો હતો કે ધર્મ આચરણ અને ધર્મગ્રન્થોને કેવળ આજીવિકા અને વ્યાપાર સમજવું એ મોટી ભૂલ છે. જીવનમરણનો સવાલ હોય અને ધર્મનો વ્યવસાય કરવો પડે તો પણ ધર્મનો વ્યવસાય કરશો નહિ.

શ્રી પદ્મનાભદાસે પોતાના જીવનમાં તેનું દ્રઢતાથી પાલન કર્યુ હતું. તેથી તે કરોડોમાં વીર કહેવાયા હતા. વસ્તુત: આજે ધર્મને આપણે જીવનનું અંગ નથી માનતા, તેથી સમાજ કુટુંબ અને વ્યક્તિનાં જીવનમાં છળકપટ દ્વારા અનેક દુષણો ઉત્પન્ન થયા છે. પરસ્પરના અવિશ્વાસે માનવજીવનને ઉદ્વેગી બનાવ્યું છે. ઉદ્વેગ અને ચિંતાઓથી પીડાતી વ્યક્તિ; ધાર્મિક વિશ્વાસના અભાવમાં ધર્મના શાશ્વત સિદ્ધાંતમાં નિષ્ઠા ગુમાવી રહી છે. પરિણામે પોતાની કર્મશક્તિ અને જ્ઞાનશક્તિને સંતોષ અને વિવેકથી સાચી દિશામાં દોરવવી જોઈએ. તેના બદલે તેમાં પણ વિચલિત નિષ્ઠાને લીધે પ્રત્યેક વ્યક્તિ વંચિત થઈ રહી છે. મહાપ્રભુજી ધાર્મિક જીવન અને દર્શન ભિન્ન નથી માનતા. આનો મૂખ્ય હેતુ આપણને વૈદિક સાહિત્ય અને આર્ય પરંપરામાં સ્પષ્ટ દેખાય છે, જે પ્રત્યેક માનવીને જીવનમાં પ્રેરણાસ્ત્રોત બની, પોતાની શ્રમશક્તિ તથા જ્ઞાનશક્તિનો ઉચિત ઉપયોગ કરવામાં માર્ગદર્શન આપે છે. શ્રી વલ્લભની દ્રઢ માન્યતા છે કે ચમત્કારના ચમકારામાં માનવીની વિવેકબુદ્ધિ કામ નથી કરતી. આ ચમત્કાર માત્ર માનવીની પ્રાકૃતિક શક્તિનો જ પ્રભાવ છે. કોઈ પણ ચમત્કારથી નિષ્ઠા ત્યારે જ પ્રાપ્ત થાય છે, જ્યારે બુદ્ધિમાં ઉત્કંઠા ઉત્પન્ન થાય છે; પરંતુ શ્રી મહાપ્રભુ સહજ પ્રવૃત્તિ દ્વારા, શ્રદ્ધાથી ધાર્મિક તથ્યોને સમજવાનો અનુરોધ કરે છે કારણ કે સ્વાભાવિક માનસિક સ્થિતિમાં સાધારણ તથા સહજવૃત્તિ દ્વારા સમજવાની વૃત્તિ જીવન પર મહત્વપૂર્ણ પ્રભાવ પાડે છે. અતિ તર્કવાદી મગજને ભ્રાન્તિ થવાનો સંભવ છે. કોઈપણ વસ્તુ યા વિચારોને એની સ્વાભાવિક પ્રણાલિકાથી યથાર્થ સ્વરૂપમાં સમજી શકાય છે, માત્ર નિરર્થક વિચારો કે કાલ્પનિક ખ્યાલોથી નહિ સમજી શકાય, આવા વૈચારિક વિકલ્પોને રોકવા માટે વિશ્વાસ એક સશક્ત માધ્યમ છે. શ્રી વલ્લભાચાર્યની દાર્શનિક દ્રષ્ટિએ આર્યોની આ વિશિષ્ટ શૈલીની સુક્ષ્મતાને, પોતાની દ્રષ્ટિથી સમજી છે. તેથી તેમની વિષય પ્રસ્તુત કરવાની વિલક્ષણ શૈલીને તર્કવાદી સારથી સમર્જવામાં ભૂલ કરી બેસો. કારણ કે ગોળ-ગોળ વાતો કરી હોંશિયારી પ્રદર્શિત કરવાવાળા અભ્યાસીને કોઈપણ સાદી વસ્તુ સરળરૂપથી સમજવામાં હીનતા અને પોતાની ઉપેક્ષાનો અનુભવ થાય છે. સાથે આ પરિસ્થિતિમાં જે જ્ઞાન થાય

છે, તે યથાર્થ કરતાં ભ્રમણાજનક હોવાનો વધારે સંભવ છે. વ્યવહારમાં તેનું સ્પષ્ટ ઉદાહરણ મળે છે. અધિક બુદ્ધિશાળી અને વિચારશીલ વ્યક્તિ સાધારણ વાતમાં ભ્રમિત થઇનિ ઝઘડવાની પરિસ્થિતિમાં પહોંચી જાય છે, ભલે એ વાત કહેનાર વ્યક્તિનો મૂળભાવ સરળ હોય, પરંતુ ભ્રામક ધારણાથી અર્થનો અનર્થ થઈજાય છે. આ પ્રકારે ધાર્મિક તત્વને સહજ ભાવમાં સમજવામાં યથાર્થ જ્ઞાન સરળ રીતે પ્રાપ્ત થાય છે. આ એક તથ્ય છે કે મનુષ્ય વચ્ચે અંતર એટલું જ છે કે એક વ્યક્તિને તેને લાચાર અને શાંત બનીને સ્વીકાર કરે છે, અને એક તેને સ્વાભાવિક રૂપથી વિવેક દ્વારા સ્વીકાર કરી લે છે. આ વિવેકદ્રષ્ટિમાં તર્કવિદ્યાથી ધારણા કરવાની આવશ્યકતા નથી. આ યથાર્થવાદી નિર્મળ દ્રષ્ટિ તો દૈન્યથી વિશ્વાસ દ્વારા સહજ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે યુક્તિમાં વિચારોની વ્યર્થ વિડંબનાને જરા પણ અવકાશ નથી. આ હરિનામની વિશેષતાપૂર્ણ વ્યાખ્યા નથી. આ વિવેકપૂર્વક પૂર્ણ દ્રષ્ટિ છે. આપણે આ અંતરને સમજવું જરૂરી છે. શ્રી વલ્લભાચાર્ય વ્યાકરણ કૃત્યને (સ્વાર્થથી કરેલું કાર્ય) ધર્મ નથી માનતા. ધાર્મિક ક્ષેત્રમાં જેટલી સહજ નિષ્ઠા ઉપયોગી છે, તેટલી ઉપયોગીતા અન્ય પ્રકારની બુદ્ધિ, કૌશલ્ય અને વાક્ચાતુરીની નથી. ધર્મ તથા શાસ્ત્રને આ દ્રષ્ટિથી સમજવું જ શ્રેયકર છે. ભારતીય આ જ પરંપરાની આ જ શ્રેષ્ઠતા છે કે તે ધર્મને નિત્ય માને છે. જે રીતે અગ્નિની દાહકશક્તિ વિના અગ્નિનું અસ્તિત્વ નથી રહેતું તે પ્રકારે ભારતીય ધર્મ વગર ભારતીય સ્વયં અસ્તિત્વહીન બની જશે, સાથે વિશ્વની સભ્યતાની પણ તેનાથી અપૂર્ણીય ક્ષતિ થશે. એ શ્રી મહાપ્રભુ વલ્લભની સૂક્ષ્મ આર્ષદ્રષ્ટિથી વ્યાજબી રીતે જાણી શકાય છે. એ ધાર્મિક વ્યાખ્યા સાહિત્ય અને વનની વિષમતાને મીટાવવા નિર્દેશ આપે છે. આજનાં વિચિત્ર વાતાવરણમાં આચાર્યશ્રીના દ્રષ્ટિકોણથી સ્વધર્મને સમજવાની બહુ જ જરૂરત છે. જ્યારે આપણે પોતાના ધર્મના (એમના નિર્દેશાનુસાર) વિરોધાભાસને દૂર કરીને સુસંગત રૂપથી સમજવાનો પ્રયાસ કરીશું, ત્યારે આપના જીવનના સમસ્ત વિરોધ સ્વયં દૂર થઈ જશે. આશા છે કે ભગવાનના અનુગ્રહથી દરેક વ્યક્તિ વિશ્વાસપૂર્વક ધર્મના મહત્વને સમજીને જીવન, શાસ્ત્ર અને પ્રભુમાં વિશ્વાસ સ્થાપિત કરવામાં સમર્થ બનશે. એક વિશાળ ચિંતન અને પરંપરાનું મહત્વ આપણે ત્યારે સમજવાને શક્તિમાન થશું, જ્યારે આપણે જીવનમાં વિશ્વાસ અને શ્રધ્ધાનું વાતાવરણ સ્વધર્માનુસાર સ્થાપિત કરી, અવિશ્વાસનો ત્યાગ કરીશું, તેનાથી જીવનની સમસ્ત મુશ્કેલીઓ દૂર થશે. શ્રીમદ્ વલ્લભાચરણમાં પુષ્પાંજલિ સમર્પણ કરવાની સાથે, વક્તવ્ય સંપૂર્ણ કરતાં, સર્વ સ્વધર્મનિષ્ઠ બને એ જ પ્રાર્થના છે.

ગો. પ્રથમેશજી

—— * ——

# સ્વાર્થ ખાતર વિસરાઇ રહેલી સંગઠનની ભાવના !

શ્રીમદ્ વલ્લભાચાર્યના કલ્યાણકારી માર્ગની જે વિગઠનાત્મક પરિસ્થિતિ અત્યારે જોવા મળે છે, તેનાથી જે વૈષ્ણવ આચાર્યશ્રી મહાપ્રભુના સિદ્ધાંતો પર સાચી નિષ્ઠા રાખતો હશે, તેના હૃદયને ઊંડી વેદના થાય તે સ્વાભાવિક છે. છતાં વર્તમાન ધર્માચાર્યોની પાછળ શ્રદ્ધાથી અનુસરણ કરનાર લોકોને જે માર્ગના સિદ્ધાંતોનું જ્ઞાન અને સંગઠનની મહત્તા આચાર્ય બાળકો અને શાસ્ત્રીઓએ સમાજમાં રજૂ કરવી જોઇએ, તે કરવાની કોઇનિ પણ દિલથી તમન્ના દેખાતી નથી અને જે શ્રી મહાપ્રભુ માટે આજે ત્યાગ કરવાની જરૂર હતી તે પોતાના સ્વાર્થની ખાતર લોકો વિસરી ગયા અને જે શ્રીવલ્લભાચાર્ય પંચ-શતાબ્દિ મહોત્સવની રૂપરેખા અખિલ ભારતીય સ્તર ઉપર સંગઠિતરૂપે થવી જોઈતી હતી તે આજે જાણે નહિ જેવી પ્રક્રિયા દેખાય છે.

જેમ બધા દિકરાઓ બાપનો વારસો લેવા સરાવવા કેમ બેઠા હોય તેવું કંઈક જણાય છે. ભલે આ શ્રાદ્ધની ભાવના શ્રદ્ધાકારક ન હોય છતાં વારસો મેળવવાની જે ભાવના છે તે સ્પષ્ટ તરી આવે છે. આજે મતભેદોના પ્રશ્નો કરવામાં આવ્યા, ત્યારે આટલું પણ આપણે સમજી નથી શક્યા જે શ્રીવલ્લભાચાર્યજીના મતમાં આસ્થા રાખનારાના મનમાં ભેદનો અવકાશ ક્યાં રહે છે ? કેવળ અહં અને સ્વાર્થ પ્રદર્શનમાં જ આવા વિક્ષેપો સંભવે છે, પણ જે માર્ગના મૂળમાં દીનતા અને અહંકારની ભાવના જ પ્રધાન છે ત્યાં આવા વિચિત્ર પ્રશ્નો ઊભા કરી સમાજને ગેરરસ્તે દોરવવાની ભૂમિકાનો શું હેતુ હશે તે બધી હકીકત વૈષ્ણવ સમાજને ગંભીરતાથી સ્વસ્થ અને નિષ્પક્ષપણે વિચારવાની જરૂર અવશ્ય જણાશે. જો તેઓ સ્વધર્મથી શુદ્ધ બુદ્ધિપૂર્વક વિચાર કરશે તો તેના અંતરમાં પણ આવો જ અવાજ આર્તસ્વરે પ્રકટશે.

આજના વિષમ વાતાવરણમાં જ્યારે સ્વધર્મ એક અશક્ત સબળના રૂપ માનવના જીવનમાં વિચાર અને આચરણનું નિર્માણ કરીને માનસિક વિષમતા અને વિરુદ્ધ આચારથી થતા ઉદ્વેગના નિવારણ માટે સમર્થ સાધન બનવું જોઇએ, ત્યારે જે આજે આચાર્યશ્રીના દાર્શનિક વિચાર અને કર્તવ્યની ભાવના બન્ને સ્વાર્થના સંઘર્ષમાં આથડતી દેખાય છે. વૈષ્ણવોનો એક સમર્થ સમુદાય આચાર્ય બાળકોને કર્તવ્યનો બોધ આપી, પોતાની નિષ્ક્રિય વૃત્તિને આક્ષેપોના ઓઠામાં આવરી લે છે. જ્યારે શાસ્ત્રીઓ પોતાની ઉપેક્ષા કે અપેક્ષાના સૂત્રો પોકારતા દોષારોપણ અને દોષદર્શનથી પોતાની નિષ્ક્રિય વૃત્તિને સક્રિય દેખાડી સંતોષ અનુભવે છે. આટલામાં જ સમસ્ત વલ્લભ સંપ્રદાયના અનુયાયીઓનું સ્વરૂપ સ્પષ્ટ થઈ જાય છે. આનાથી જે બાહ્ય વાતાવરણ વિકૃત બનીને આચાર્યશ્રીના ઉજ્જ્વળ સિદ્ધાંતોને આવરણરૂપ બને છે, તેના નિવારણ માટે અને સંપૂર્ણ સમાજના સંગઠનથી ભારતીય જન-જીવનમાં આવતી અસંતોષની સ્થિતિનો સામનો

કરવા કોઈ વ્યક્તિ સર્વથા દુરાગ્રહનો ત્યાગ કરી નિશ્ચિત દિશામાં કાર્ય કરવા વિશ્વાસપૂર્વક તૈયાર નથી. આ દ્રશ્ય જોતાં લોભી ગુરુ અને લાલચી ચેલાની સંતાકૂકડીની કથા સ્મરણ આવે છે. શું આના માટે જ મહાપુરુષોએ પોતાના જીવનની સાધના સર્જી હશે. આ પ્રશ્ન ચિન્હ સમાધાનની અપેક્ષા રાખી સ્વસ્થાને સ્થિત છે.

ધર્મથી જો સંતોષ અને આત્મબળ ન મળે તો તેવા ધર્મની સમાજમાં શું અપેક્ષા છે. તેના ઉપર વિચાર કરવાની સામુદાયિક જરૂર જણાય છે. ભાવુક ભક્તોની વાતથી કહેતા જેમાં જે ભક્તિની વિશેષતા "તેરી બી જય જય મેરી બી જય જય" જેવી છે. છતાં આ માર્ગમાં જે પરિસ્થિતિ જોવા મળે છે, તેનાથી આંતરિક પ્રશ્નોનો ઉકેલ સ્પષ્ટ લાગતો નથી. જેવી રીતે રાજનીતિની મૃગમરીચીમાં વાડાવાદ ચાલે છે, તેમજ ધર્મમાં પણ વાડાવાદને વખોડતાં વાડાવાદના નિર્માણમાં ઘણાખરાં સુધારાવાદી આચાર્ય બાળકો ગુપ્તરૂપે સંલગ્ન છે. શું આવા સમયમાં ભાનભુલેલા સમાજને ધર્મની અપેક્ષા છે અને હોય તો આ રીતે તેને પૂરી પાડી શકાય ખરી? આ સહુને સમજવાની બાબત બની જાય છે. આજે ધાર્મિક સમાજના વલણને જોતાં એકક સામૂહિક આત્મહત્યાની જેમ ધર્મમાં કંઈક થતું જણાય છે.

મને આશા છે કે મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યના અનુયાયીઓ અંતરથી આ વિષમ અને ગંભીર સ્થિતિ ઉપર વિચાર કરી, માર્ગના વિગઠનને અટકાવવાના નક્કર ઉપાયો હાથ ધરવા અગ્રેસર થશે. આ મારા વક્તવ્યને નિંદા કે અવજ્ઞારૂપે ન લેતાં વાસ્તવિક ચિંતનમાં સ્થાન અપાય તેવો હાર્દિક અનુરોધ છે. બુદ્ધિપ્રેરક ભગવાન પૂર્ણ પુરુષોત્તમ સહુને વાસ્તવિક સ્વધર્મનું સ્વરૂપ સમજવાનું સામર્થ્ય આપે એવી પ્રાર્થના સાથે વક્તવ્યને વિરામ કરું છું.

**-ગો. પ્રથમેશજી**

# હજુ પણ વિચારવા પ્રયાસ કરીશું ?

આપણે ધર્માચાર્યો છીએ અને એ પદની પ્રાપ્તિ સાથે જે આપણને વિશેષ અધિકાર મળે છે તેમ તેની જ સાથે આપણાપર મહત્વપૂર્ણ જવાબદારી પણ આવે છે. એ પદના ગૌરવને અનુસાર રહીને તેની ગરિમાને સંભાળવાની વાત પણ એ અધિકારની સાથે આવી જાય છે. કિન્તુ આપણે એવી રહેણીકરણી અને વ્યવહાર નથી કરતા અને કેટલાંક કારણોવશ નિરર્થક અધિકારોને માટે વિવાદ કરીએ છીએ જેનાથી આપણી પ્રતિષ્ઠા પર આંચ આવે છે એ આપણે નથી વિચારતા.

સંપ્રદાયમાં ઉત્પન્ન અનેક સમસ્યાના મૂળમાં આપણા પર કલહ અને તેનાથી પ્રેરિત અનેક અલગ અલગ વિચારોને કારણ માનીએ તો એ અતિશયોક્તિ નહીં હોય. સ્થિતિ દરેક સ્થળોની અલગ હોઈ શકે છે તો તેને કલેશનું કારણ બનાવવું ઉચિત નથી. સંપ્રદાયની સમસ્યાઓનું સમાધાન એ પ્રકારે સંભવ નથી તેનાથી સમસ્યાઓ વધી છે.અને વધતી જઈ રહી છે. વૈષ્ણવોની ગુટબંધી અને ભાગલાવાદી વૃત્તિનું એ જ કારણ છે.

સંપ્રદાયના સિદ્ધાંતોનો આનાથી કંઈ સંબંધ નથી. ઉચિત તો એજ હતું કે બધાં આત્મનિરીક્ષણ કરતાં અને શાંત ચિત્તથી સંપ્રદાયની જે સમસ્યાઓ છે તેનું સમાધાન કરતા, પરંતુ એમ ન કરતા આપણે કેવળ મનભેદ યા મનમુટાવ જ ઉત્પન્ન કર્યો અને આસપાસ રહેવાવાળા લોકોએ જાણ્યે અજાણ્યે ટેકો દીધો પરંતુ એ ન સમજ્યા કે તેનાથી હાની કોની થશે અને આવું કરવું સેવા છે કે કુસેવા તેનો પણ વિવેક ન રાખ્યો.

એ બહુ જ આવશ્યક છે કે આચાર્ય પરંપરાની રક્ષા કરવી આપણા બધા વૈષ્ણવ અને આચાર્યોનું કર્તવ્ય હતું પરંતુ તેનું સમાધાન કલહ અને આક્ષેપ ન હોઈ શકે. આવી સ્થિતિ દુરાગ્રહને કારણેજ ઉત્પન્ન થાય છે.

જ્યારે એકવાર મનમાં શંકા દોષ ઉત્પન્ન થઈ જાય છે ત્યારે તેને કાઢવા બહુજ કઠણ થઈ જાય છે. એ બધા અનુભવ કરી શકીએ છીએ. આ માટે એવી સ્થિતિથી બચવાનો ઉપાય કરવો જ ઉચિત હોય છે એ ઉપાય ન થઈ શક્યો અને વાતાવરણ બગડતું ચાલ્યું. સંપ્રદાયની રક્ષાને જ ધર્મરક્ષા સમજી લીધી અને તેને જ માધ્યમ બનાવીને વિવાદ આરંભ થયો. એવા વિવાદોથી સંપ્રદાયના મૂળભૂત સ્વરૂપને મહાન હાની થઈ છે જેને પૂરી કરી લેવી મોટી તપસ્યા અને ત્યાગની સાથે ધીરજથી જ સંભવ છે પણ તેની પ્રતીક્ષા કોણ કરશે એ બહુ જ ગંભીર પ્રશ્ન છે. એવું ધૈર્ય આજ રહી શકે એ સાધારણ વાત નથી આથી પહેલા એ ન રહ્યું ન રાખવાનો ઉપાય થયો. કેમ કે વિવાદની સ્થિતિમાં આપસમાં મળીને કોઈ પણ સમાધાન થોડા સમયમાં નથી થઈ શકતું પણ તેને શોધવામાં સમય લાગે

છે. તેમાં શ્રમ, સાધના અને વિવેકની સાથે કરવાનું હોય છે. કોણ કરશે એ સાધના અને તપ એ જવલંત પ્રશ્ન છે !

ભૂતકાળમાં ઊભા થયેલ સંપ્રદાયના વિવાદમાં પણ આ જ કમી રહી છે અને તેના ભીષણ દુષ્પરિણામ સામે આવ્યા છે. આનું કારણ આપસી સંદેહ, અવ્યવસ્થા તથા સમયની પરિવર્તનની સાથે યોગ્ય સ્થિતિનું નિર્માણ સંકોચની સાથે યોગ્ય વ્યક્તિનો અભાવ, સેવાભાવનાની કમી તેમજ ધર્મ પ્રચારમાં મહાન શિથિલતા હતા.

આચાર્યના અભાવમાં ક્યાંક ક્યાંક વહુજી મહારાજોએ સારો વહીવટ કર્યો, કિન્તુ બાદમાં ભાવનાશીલ વ્યક્તિઓ ન મળવાના કારણે વ્યવસ્થા બગડવા માંડી અને આ તરફ વૈષ્ણવોમાં આંતરિક અસંતોષ વધતો રહ્યો, જેનો લાભ કેટલીક વ્યક્તિઓએ લીધો. પરંતુ આટલા ન્યાયાલય આદિના વિવાદની બાદ પણ સંપ્રદાયની રક્ષાર્થ પ્રયત્ન થયાં છતાં પણ ધર્મની રક્ષા અને પરંપરાના સ્વરૂપને ટકાવી ન શકાયું, કેમકે ધન દ્વારા ધર્મરક્ષાનો વિચાર કરવાવાળા ધર્મની ઊંડાઈ સુધી વિચાર જ કરી શકતા, પ્રબંધના નામ પર પોતાની સુવિધાઓનો વિચાર જ મુખ્ય રહ્યો, કિન્તુ ધર્માચરણની વાત વિચારવાનો કોઈનિ અવકાશ નહોતો.

પરસ્પર ગુરુ શિષ્યોમાં ભ્રમ તથા વિચારોમાં અંતર એટલું વધી ગયું કે તેને ભેગું કરવું કઠણ જેવું છે. આ સ્થિતિને અસંભવ તો ન કહી શકાય અને ઉપાય પણ સંભવ છે પણ લાંબો સમય અને સહિષ્ણુતા બન્ને હોવા અનિવાર્ય છે આટલું ધૈર્ય આજની સ્થિતિમાં રાખવાને માટે કોણ તૈયાર થશે? બધાને તાત્કાલિક પરિણામ જોઈએ. આચાર્યપક્ષનું વિવેચન કરવું ઉચિત નથી. સાથે જ તેમને માટે કોઈ વ્યવસ્થા સંપ્રદાય પાસે નથી ને કરાય તો કોણ તેનો સ્વીકાર કરશે એ ગંભીર વાત છે. સમાજની સ્થિતિ આવી આ સમયે નથી. આપણી પાસે એક સંસ્થા છે. જેના દ્વારા સમન્વય થઈ શકતો હોય તો પણ તેનું સંગઠન પણ સશક્ત નથી અને તેવું થવા નથી દેવાતું. આ વિષયમાં પણ પૂર્વગ્રહનું કારણ જ નિહિત છે. ભૂતકાળ અને વર્તમાન પર વિચાર કરીને આપણા સમાજના વ્યક્તિઓ કંઈ નિર્ણય લઈનિ કાર્ય કરી શકે એ દિશામાં કંઈ સંભવ હોય તો સારુ છે.

આપણો સમાજ વિશાળ હોવા છતાં વિખરાયેલો છે, અને ધર્મપર વિચાર કરીને કંઈક સક્ષમ પરિસ્થિતિનું સર્જન કરી શકે તેમાં એક પ્રબલ બાધા એ કે આ સમાજને આપણા જ લોકો સંગઠિત નથી થવા દેતાં. અને થોડા વર્ગ જેમની પાસે મંદિરોની વ્યવસ્થા છે આ જે મંદિરો ખોલીનેજ ધર્મ સેવા સમજે છે એવા મહાનુભાવ આ માર્ગમાં સાધક નહીં થાય. ધીરે ધીરે પરિસ્થિતિ નિયંત્રણથી બહાર થતી જઈ રહી છે. માટે એના પર સમજદાર ધર્માનુરાગી વિચારો તો ઉત્તમ છે.

**-પૂ.પા.ગો. શ્રી પ્રથમેશજી**

**(શ્રી વલ્લભ સુધાના સૌજન્યથી)**

---

# विट्ठलेश - प्रथमेश

संग्रहकर्त्ता - श्री सुरेन्द्र नारायणदास कोटेचा,- यू.के

पुष्टिमार्गनां परमधर्मनो मर्म समजाव्यो श्रीविट्ठलेश
सरल शुद्धाद्वैत - पथबोधक, वैश्वानरसुत श्री विट्ठलेश
भारतधर्मनां गूढ भावनो भंडार खोल्यो श्री प्रथमेश
परम पुनीत आचार्य-शिरोमणि समर्थ स्वामी श्री विट्ठलेश
मरदानगीनो मार्ग प्रकास्यो कायरताहारी श्री प्रथमेश
निर्गुण प्रेम भक्तिनो मोहुलो मुक्यो वरसतो श्री विट्ठलेश
गोविन्दगानी गृहस्थो कीधा कल्याणकारी श्री विट्ठलेश
श्री भागवत - गीता - गुणगानी वेद - पारंगत श्री प्रथमेश
देवाधिदेव यशोदानन्दन सेवक ने सोंप्या श्री विट्ठलेश
भावरूपात्मक भक्ति जीवन जगने जणाव्युं श्री प्रथमेश
स्नेहमार्ग जे सर्वोत्तम ते सुलभ कराव्यो श्री विट्ठलेश
सावध थई शरण थया जीव तेने साचव्या श्री प्रथमेश
वल्लभी वैष्णव सर्वे जगतनां सुखकर स्वामी श्री विट्ठलेश
पुष्टिमार्गनां परमधर्मनो मर्म समजाव्यो श्री प्रथमेश

---

# स्मरणांजलि

**श्री गिरधर लाल ज. शाह 'सत्यप्रिय' मुंबई**

राग- सर्व तजी ने भजीये श्री गोविन्द ने
श्री वल्लभ कुल अवतंस श्री प्रथमेश,
गोस्वामी श्री रणछोड़ (१)श्री वल्लभ लाल' जो,
श्री द्वारकेश लाल (२)श्री गिरधर) जी ना आत्मज,
गोस्वामिनी (३) श्रीकृष्णप्रियाजी नो बाल जो ।।१।।
श्री सरोजिनी बहुजी ना प्रिय प्राण पति,
श्री कुंज श्री निकुंज लता बेटी जी ना भ्रात जो,
श्री लालमणि श्री लीना-मीता ना पूज्य-पिता,
श्री प्रभुजी श्री अनिरुद्ध लालजी नु तात (४)जो ।।२।।
दर्शन आपना आज अमने थतां नथी,
आप श्री ऐ कर्‌यो नित्य लीला मां वास जो,
भूतल परनुं कार्य आपनुं पूरूँ थतां,
आप पधार्या श्री मथुरेश प्रभु पास जो ।।३।।
प्राकट्‌य आपनुं थयुं जतिपुरा गिरिराज मां,
ओगणीस सौ सत्यासी विक्रम वर्ष जो,
मास वैशाख वदी पांचम ना शुभ दिने,
गुरुवार नों दिवस सरस उत्कर्ष जो ।।४।।
सन् ओगणीस सौ एकत्रीस मे मास मां,
तारीख सप्तमी नो हतो दिन खास जो,
प्राकट्‌य बधाई साभली सौ प्रसन्न थया,
पुष्टि सृष्टि मां व्याप्यो हर्षोल्लास जो ।।५।।
सप्तम वर्षे आप्युं यज्ञोपवीत आपने ,
कोटा नगरे राजस्थान नी मांज जो,
निज पितृचरणे गायत्री मंत्रोपदेश दई,
ब्रह्मसम्वंध कराव्यो श्री मथुरेशजी त्यांज जो ।।६।।

---

(१) प्रथमेश नो द्वितीय नाम (२) प्रथमेश ना पिताश्री नो द्वितीय नाम (३) प्रथमेश नी माताजी नो नाम (४) पितामाह

विद्यारंभ कर्यो आपश्री त्यार थी,
श्री विट्ठलनाथ पाठशाला कोटा मां प्रख्यात जो,
विद्यासुधाकर पंडित श्री गोकुलदास जी,
श्री मथुराधीशना मुख्य सेवक नी पास जो ।।७।।
पुष्टिमार्गना प्रमाण - प्रमेयात्मक ग्रंथ नु,
अध्ययन आपे सम्पूर्ण कीधुं जो,
शांकर, रामानुज, माध्व, निंबार्कादिना,
ग्रंथोनुं अध्ययन करी जाणी लीधुं जो ।।८।।
न्याय व्याकरण मीमांसा ज्योतिष ना,
काव्यादि ग्रंथोनुं अवगाहन कर्युं खासजो,
भारतमां प्रचलित अन्य धर्मो नो
पुस्तको वांचीने कर्यो अभ्यास जो ।।९।।
श्री नी सेवा शृंगारादि प्रकारनुं,
मेलव्युं पुज्य वड़ीलो द्वारा ज्ञान जो,
प्रभुनी सेवा शृंगारादि करतां स्नेह थी,
श्री हरिनी प्रसन्नतानुं राखतां ध्यान जो ।।१०।।
त्रिकाल संध्या अग्निहोत्रादि कार्यने,
नियमित प्रतिदिन आपश्री करता जो,
वर्णाश्रमना धर्म अने स्वकर्मने,
धर्म शास्त्रो मां कह्यां प्रमाणे अनुसरता जो ।।११।।
संस्कृत, हिन्दी, ब्रज, गुजराती, महाराष्ट्र नी,
आंग्ल-बंगाली, राजस्थानी भाषाना ज्ञाता जो,
लेखक, विवेचक, काव्यदिना सर्जक हता,
धर्म-समाज राष्ट्रादि विषयना व्याख्याता जो, ।।१२।।
गोपालक गोप्रेमी गोरक्षक हता,
गोवधादिनो करता सदा प्रतिकार जो,
गोरक्षा-अभियान-समितिना उपक्रमे,
आंदोलन मां आप्यो हतो सहकार जो ।।१३।।

संतो महंतो असंख्य गोभक्तो नी साथ मां,
दिल्ली मुंबई देवनार मां सत्याग्रह कीधो जो,
अन्न जल फल खाद्यादिनो त्याग करि,
आगेवान बनी ने भाग आपे लीधो जो ।।१४।।
श्रीकृष्णसेवादिना विशिष्ट ज्ञाता हता,
दंभादि दुर्गुणों थी रहता दूर जो,
श्रीभागवत ना तत्त्व ने आप श्री जाणता,
श्री वल्लभ आदेशित गुणो हता भरपूर जो ।।१५।।
साम्प्रदायिक सिद्धान्त प्रचारना हेतु थी,
'श्री शुद्धाद्वैत वैष्णव संघ' स्थाप्युं जो,
विक्रम संवत बे हजारने पाँच मां,
अध्यक्ष पद वाड़ीलाल शाह ने आप्युं जो ।।१६।।
ते द्वारा आपश्री बृहद् मुंबई मां,
रविवारे धार्मिक व्याख्यानो करता जो,
श्री वल्लभ श्री विट्ठलेश श्री गोकुलेश प्रभु,
श्री हरिरायोत्सव विशिष्ठ रीते उजवता जो ।।१७।।
प्रातः संकीर्तन अने ध्वजवंदनादि,
देशकालानुसार प्रचार - प्रवृत्ति करता जो
धर्मसंगठन संवर्धनना हेतु थी,
वैष्णव स्वकर्तव्य मानी अनुसरता जो ।।१८।।
वैष्णव परिषद सुसुप्त हती जे आपनी,
जाग्रत करवा श्री परिखे (५) विचार्युं जो,
श्री वल्लभ वंशज ने वैष्णव ना सहकार थी,
जाहिर अधिवेशन भरवा निर्धार्युं जो ।।१९।।
विक्रम संवत बे हजारने बार मां,
अधिवेशने परिषद नुं बड़ोदरा योज्युं जो,
कोटास्थ श्री पुरूषोत्तमलाल ना उध्यक्ष पदे,
स्वधर्म हितार्थ दिवस प्रण संयोज्युं जो ।।२०।।

(५) श्री द्वारकादास परीख

सम्प्रदायना गुरू दोण दादा भीष्ण समान,
षष्ठ गृहाधीश पूज्य श्री व्रजरत्नलाल जो,
मंगल प्रवचन प्रेरक आपश्री अ करी,
दर्शाव्यो हतो परिस्थितिनो ख्याल जो ।।२१।।
अधिवेशननुं कार्य सरस सम्पन्न थयुं ,
वैष्णवोमा नवचेतन हतु व्याप्युं जो,
परिषद ने कार्यवाहक समिति करी,
प्रचाराध्यक्ष पद श्री प्रथमेशजीने आप्युं जो ।।२२।।
निस्पृही निर्भीक निरभिमानी हता,
स्वधर्म कर्म मां हता सदा सजाग जो,
सम्प्रदाय अने समाज ना उत्कर्षना,
कार्यो करवा राखता अति अनुराग जो ।।२३।।
अ. रा. पु. वै. परिषदना (६) संचालक, हता,
विश्व हिन्दू परिषद ना प्रोत्साहक जो,
श्री बालकुष्ण शुद्धाद्वैत महासभा तणी
धार्मिक परीक्षाओं ना हता चाहक जो ।।२४।।
धर्म - समाज - राष्ट्रोन्नति - हित कारणे,
परिषद द्वारा आपश्री कार्यो करता जो,
संगठन संवर्धनादि ना हेतु थी,
उचित योजना विचारी अनुसरता जो ।।२५।।
श्री वल्लभ बाल मंदिर त्रण शहर मां,
मुंबई, उज्जैन अने ग्वालियर मां जो,
सेवा सदन दवाखाना हता त्रण स्थले,
मुंबई, पारला (वेस्ट) ने घाटकोपर मा जो ।।२६।।
श्री वल्लभाचार्य-वेद-मंदिर त्रण गाम मां,
थान, धौराजी ने इचलकरनजी मां जो
वनिता विकास वीथि हती बे स्थले,
मुंबई शहर अने ग्वालियर मां जो ।।२७।।

(६) अतर्राष्ट्रीय पुष्टिमार्गीय वैष्णव परिषद्

श्री वल्लभ ट्यूशन क्लास अने वाचनालय,
बन्ने हता श्री लालमणि सभागृह मां,
वृहद मुंबई पुरी संस्कृत विद्वत् सभा,
आयोजन कर्यु हतुं मुंबई मां जो ।।२८।।
पीपल्स प्रोग्रेसिव समिति ना सेवको,
समाज नी सेवा करता सर्वत्र जो,
आदिभौतिक मुश्केली ना अवसरे,
तन, मन, धन थी रहता हता तत्पर जो ।।२९।।
कुंभ सिंहस्थ वर्ष पर्वादिना समय मां,
धार्मिक सांस्कृतिक कार्यों आयोजन कर्ता जो ।
श्री भागवत, गीता, षोडश ग्रंथो ना प्रवचनो,
श्री हरि, नाम स्मरण कीर्तनादिमां तत्परता जो ।।३०।।
वैदिक संस्कृति संरक्षण ना हेतु थी,
सोमयज्ञ कर्या आठ आपे भारत मां जो,
उज्जैन-राजकोट, मुंबई, प्रयाग तीर्थ मां,
जगदीश, (७)कोटा, सूरत, (८)राजनगर मा जो ।।३१।।
'श्री वल्लभ संदेश 'पाक्षिक गुजराती अने,
'श्री वल्लभ स्वर' हिन्दी प्रसिद्धि ना प्रेरक जो,
श्री भगवद् सेवा - स्मरण कीर्तनादिना,
सदा सर्वदा आप हता उपदेशक जो ।।३२।।
अप्रसिद्ध वैठक श्री वल्लभ नी लोहगढ़(९) नी,
त्यां पधारी आपे स्थान संशोधन कीधुं जो,
श्री बैठक जी प्रसिद्ध करबानुं कार्य,
त्यां नी वैष्णव समीति नी सौंपी दीधु जो ।।३३।।
धार्मिक सिद्धांत प्रचारार्थे भारत मां,
आपश्री प्रवास वारंवार करता जो,
यु.पी.(१०) एम. पी(११) राजस्थान, महाराष्ट्र मां,
वंगाल, गुजरात, सौराष्ट्र मां पधारता जो ।।३४।।

---

(७) जदन्नाथपुरी (८) अहमदाबाद (९) गोवा (१०) उत्तरप्रदेश (११) मध्यप्रदेश

स्वधर्मनुं आचरण करवुं सर्वदा,
अधर्माचरण थी अलगा रहेवु जो,
इन्द्रियादिना विषयोनी निग्रह करी,
श्री वल्लभ नी आज्ञानु पालन करवुं जो ।।३५।।
दृढ़ आश्रय श्री कृष्णनो सर्वदा राखवो,
असमर्पित वस्तुनो करवो त्याग जो,
मिथ्यालाप कदापि करवो नहि,
श्री हरि नी सेवा कथामां राखो अनुराग जो ।।३६।।
विद्वानो ने मान सर्वदा आपता,
कलाकारोनुं करता हता, सन्मान जो,
वैष्णवों पर स्नेह अहर्निश राखता,
स्वकर्तव्यनुं आपता सौ ने ज्ञान जो, ।।३७।।
सहायक अने सुखदायक वल्लभी सृष्टिना,
श्री वल्लभ वंशज दिव्य सुधाकर आपजो,
अल्प मति जीव शी रीते वर्णन करे,
वास्तविक श्री वल्लभाधीशनो प्रतापजो ।। ३८ ।।
बे हजार छेतालीस विक्रमाब्दमां ।
पोष मास सुद आठम ने गुरुवार जो,
तारीख चार जान्युआरी ओगनीसो नेबुना,
आप पधार्या निज निंकुज मोजार(१२) जो ।। ३६ ।।
'सत्त प्रिय' नी हार्दिक आ श्रद्धांजलि,
स्वीकारजो पूज्य श्री रणछोड़लाल जो,
श्री हरि, गुरु, वैष्णवनो सेवक जानी ने,
त्रुटि अपराधादि क्षमा करजो कृपालजो ।। ४० ।।

---

(१२) भीतर

## विदेशों मां वैष्णव संगठन थीज धर्मरक्षा

ज्याँ सुधी वैष्णव संगठन नहीं थाय त्यॉ सुधी कोई पण कार्य सफल थशे नहीं पण वैष्णवो ने संगठित न थवा देवानु कारण अेक, अमाऊँज मुख्य छे अने आटला फाटाओ पडवा थी आपणे भविष्यमा नुकशान थशे. सम्प्रदायनी स्थिति तो घणीज कथलती जाय छे.

त्यां परिषद् नु संगठन मजबूत बने अने कार्यकरो तैयार थाय तोज आ धर्म बचशे. संगठन विना सम्प्रदाय ने बचावी शकाशे नहीं . "श्री महाप्रभुजी तो अेक हता आजे तो अनेक बालको'' आ मत अने मनना भेदनीज वातना दर्शन थाय छे. मनने वधु आघात थवा थी घडी घडी लखतॉ पण विचार थाय छे. परिषद् नु बंधारण मोकलाव्यु हशे ते प्रमाणे आपणे त्यॉ अक परिषद् नु संगठन करीने यूरोप पुरती परिषद् बनावी सम्प्रदाय ना ग्रंथों ने इंग्लिशमा छपावानी अने अनुवाद करवानी योजना करवी जोइअे . श्री महाप्रभुजी नु चित्र पधरावी अेक आपणो हौल थाय त्यॉ वैष्णवो भेगा थाय अने मिशन ना रूपे कार्य थाय तोज आ मार्ग बचे .

मारा शरीर नो शुं भरोसो आजे छुं अने काले नथी, पण सम्प्रदायनी स्थिति जीवो माटे हम्मेश रहे तेवी प्रार्थना करूँ छूं .

- - - महाराजो पधारे ने चालता थाय पण परिषद् के संगठन नी वातज थती नथी. तेमज शास्त्रिओनुं वर्तन होय तो नवाई शुं. प्रभुनी इच्छा मानी ने धीरज तो राखुं छूं पण साधारण बुद्धि थी दुख घणुज थायछे . श्री महाप्रभु विचारशे.

- - - यात्रा मा आवेला वैष्णवो ने माटे दारू आवतो अने ते पीता. आपने आ वात जणाववानु कारण आज छे के आ वात सॉभली छे अने धर्मना स्थानो मा जो आपणा लोको आवु करे तो सारूं नथी . आना थकी आजे तो व्रज अने वृन्दावन मा पण गोर विगेरे दारू पीवा लाग्या छे. श्री गिरिराज उपर पण सम्प्रदाय नी मर्यादा लोप थवा मांडी छे. आ ऑधली श्रद्धानु कारण छे.

**श्रीमती गंगाबेन कोटे चा यू. के. बम्बई ७ अेप्रिल १६८६ को**

---

## विदेशों मां धर्मप्रचार की रूपरेखा

श्रीमहाप्रभुजीना कार्य माटे घणा वैष्णवो भेगा थाय तेनाथी वधारे खुशी थवा जेवुं शुं छे. छतां लोटिओथी आपणा धर्मना सिद्धान्तो नो प्रचार थशे नहीं . आ हकीकत छे . ज्यासुधी आपणा मार्गना ग्रंथो छपावीने इंग्लिशमां दरवाजे - दरवाजे अपाय नहीं अने त्यां अेक संस्थारूपे त्यांनाज नाणाथी काम थाय तो त्यांनी प्रजाने पण साची वस्तु जाणवा मले अने आपणा मार्गमाटे उभी नाखेली गैरसमज पण दुर थाय भागवतना व्याख्यान थी पण श्री महाप्रभुजीना सिद्धान्त समजी शकाशे नहीं . अने कोई नक्कर काम त्यां करवानी मने

जरूर लागे छे. ते संस्था थकीज थाय तो सारूं . तो ज आपणा धर्मनी रक्षा थशे. लाखो रुपिया खर्च करीने पण जो त्यां ना माटे कोई सम्प्रदाय की प्रतिष्ठा के आबरू जमे तेवो कार्यो न थाय तो कमनशीबनी ज बात छे. आपणो मार्ग खोटो गवाई गयो छे. अने ऐना माटे आजे साचा जे सिद्धान्तो छे तेनी रजुआत करवानी जरूर छे. छतां जो भावनानीज वात हो त अने त्यागी समाज मली जात तो आजे मार्गनी आ दुर्दशा थात नहीं जे जोवा मले छे. साथे ज आजे दुनियां मोज शोख ना ली धे

----- धर्म ने भूलीनेज बधा प्रकारना नशा अने मादक पदार्थ, वासनानी, खातर लेवा लाग्या छे. तोय तेओने मानसिक शान्ति मली नथी । आवा समयमां भगवत्सेवा ने स्मरण नी साथे प्रभुमां चित्त राखी जो धर्मना सिद्धान्त ऊपर विश्वास बंधाय तो घणा लोकोनुं कल्याण थशे . अने ज्यां धरमां सेवा हशे त्यां संस्कारो पण घडाशे. भले त्यां म्लेच्छदेश छे छतां प्रभु सहुने कृपा करीने पोताना जीवो ऊपर विचार नहीं, कृपाज करशे. अने सिद्धान्त ग्रंथोंथी मनमां विचारोनी स्थिरता थशे. आ बधा कार्यो अने ऐक कार्यक्रम श्रीवल्लभ पंचशती माटे परिषदे बनाव्यो छे तेना उपर लक्ष करी वधावे. मार्गना संगठननो विचार करवो जोइऐ अने त्यां पण एक आचार्यश्री नु मंदिर बंधाय अने नित्य कीर्तन, प्रवचन थाय. प्रार्थना थाय तो सहुने धर्मनो बोध रहेशे ने न्हांना ब्लोक मां प्रभुनी पण सेवा घरमांज थई शके छे. मेवा मिश्री थी पण भोग धरी शकाय. अने ज्यारे इच्छा थाय त्यारे सामूहिक स्वरूपोना मनोरथो पण थाय अने धोती, बंडी, तिलक थी यात्रा निकले तो वातावरणमां फेरफार थशे.

**गंगाबेन नारायणदास कोटेचा यू. के. ३ फरवरी ७८**

---

## आज स्वधर्म पर विपत्ति ना वादल गहराई रहया छे.

आजे स्वधर्म उपर विपत्तिना वादला घेरा बनता जाय छे अने आपणा समाज ने नबलो मानी आक्षेपो पण थाय छे तेनो सामनो करवो ते आपणी पवित्र फरज छे.

समाज मा विकृति आवे तो दुर करवी जोइये पण घरमा कचरो होय तो कचरो साफ कराय छे घर छोड़ातु नथी तेमज स्वधर्म छोड़ाय नहीं आ सहु मली विचार करे तो सारूं. अहमदावाद थी अक आर्य तरफ थी आक्षेपात्मक जे पुस्तक बाहेर प्रसिद्ध करवामा आवी छे ते घणीज खराब छे अने मलिन वृत्ति थी लखाई छे भले तेने अवतरणोज लीधा होय तो आ विषयमा मारी सुचना छे के आपणी संस्था सहु तरफ थी सशक्त बने अने साहित्य नु प्रकाशन करे तेनी खास जरूर छे.

भक्तिवर्धिनी के बीजी गाड़ी प्रान्त पुरतीज न रहे अने ते भारतीय स्तरे कार्य करे तेवो विचार करशो - - -

राजस्थानना मन्त्री अने राष्ट्रपति तथा प्रधान मन्त्रीजी उपर पण तारो करवानी झुम्बेश उपाड़ी छे अने गामड़ा दीठ आ त्रण तारो अर्थात् बे तार अने एक कॉपी प्रधानमंत्री ने

